First Edition
Copies 500

Price
Rs. ~~[illegible]~~ 30|

A. D. 1966

/// ● ● ● ///

**AVAILABLE FROM:**

/// ● ● ///

1 BHARATIYA PRACHYATATTVA PRAKASHANA SAMITI,
C/o Shah Ramanlal Lalchand,
135/37 Zaveri Bazar,
Bombay-2



2 BHARATIYA PRACHYATATTVA PRAKASHAN SAMITI,
C/o Shah Samarathmal Rayachandji,
PINDWARA, [ St Sirohi Road ]
( Rajasthan )



3. Shah Manarupji Achaldas,
2, Maskati Market,
Ahmedabad-2.



4 Shah Ramanlal Vajechand,
C/o Dilipkumar Ramanlal,
Maskati Market,
Ahmedabad-2



Printed by :

Formes-2 to 7 & 9 to 19
Ajanta Printers, Jaipur, [Raj.]



Remaining :
Gyanodaya Printing Press
PINDWARA,
( St. Sirohi Road ) Raj

Acharyadeva-Shrimad-Vijaya-Premasurishwara-Karma-Sahitya-Granthamala
GRANTH No 2.

# BANDHA VIHANAM

MULA PAYADI

# THIEEBANDHU

[ Along with "**PREMA PRABHA**" commentary ]

By

GROUP OF DISCIPLES

卐

Inspired and Guided by

His Holiness Acharya Shrimad Vijaya

**PREMASURISWARJI MAHARAJA**

the leading anthority of the day

on Karma philosophy.



**Bharatiya Prachya Tattva Prakashana Samiti, Pindwara.**

# સમ્પાદકીય –

અનન્તઉપકારી ભવોદધિતારક દીર્ઘસંયમી સિદ્ધાંતમહોદધિ પરમપૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય-પ્રેમસૂરિશ્વરજી મહારાજાની કૃપામયી આજ્ઞાથી મૂલપ્રકૃતિસ્થિતિબન્ધગ્રથની પ્રેમપ્રભાટીકાનું આલેખન દેવ-ગુરુ કૃપાએ મારા હાથે થયાથી ધન્યતા અનુભવું છુ, તે સાથે પૂજ્યશ્રીની કૃપાએ પ્રાપ્ત થયેલી તે શ્રુતસાહિત્યના સમ્પાદનની આ પ્રથમ તક પણ મારા જીવનને કૃતાર્થ કરી રહી છે.

મારા પૂજ્ય પરમગુરુદેવ તપોનિધિ પન્યાસપ્રવર શ્રી ભાનુવિજયજી ગણિવર્યના મહત્ત્વના સૂચનો તેમજ બીજા અનેક મુનિભગવંતોની સહાયથી સમ્પાદન સંતોષપ્રદ થઇ શક્યું છે. મારા પરમઉપકારી સ્વ૦ ગુરુદેવ પૂ૦ પંન્યાસપ્રવરશ્રી પદ્મવિજયજી ગણિવર્ય આ ટીકાગ્રંથના આલેખન વખતે વિદ્યમાન હતા. અને તેઓશ્રીની પ્રેરણા અને પ્રોત્સાહનનું પણ અપૂર્વ બલ એમાં હતું.

ગ્રન્થનુ આલેખનકાર્ય ચાલુ હતું ત્યારેજ પરમપૂજ્યતારક સિદ્ધાન્તમહોદધિ ગચ્છાધિપતિ આચાર્યદેવ વાંચી શકે તેવા મોટા અક્ષરોમા પ્રેસકૉપી કરાવવામાં આવી, તેનું પૂજ્યપાદ આચાર્યભગવતે સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરી યોગ્ય સુધારા વધારા સૂચવી મહાન ઉપકાર કર્યો

પૂજ્ય આગમપ્રજ્ઞ આચાર્યદેવ શ્રીમદ્ વિજયજમ્બૂસૂરીશ્વરજી મહારાજે તથા કર્મસાહિત્યના પ્રખર-વિદ્વાન પૂજ્ય મુનિરાજશ્રી જયઘોષવિજયજી મહારાજ, પૂજ્ય મુનિરાજશ્રી ધર્માનન્દવિજયજી મહારાજ તથા મુનિશ્રી વીરશેખરવિજયજીએ પણ ગ્રન્થનુ વાચન કરી અશુદ્ધિઓનું સમાર્જન કરી આપી ઉપકૃત કર્યો છે.

મહેસાણા જૈનશ્રેયસ્કરમંડળના પ્રાધ્યાપક પંડિતવર્ય સુશ્રાવક પુખરાજજી, તથા વઢવાણશહેરની પાઠશાળાના પ્રાધ્યાપક સુશ્રાવક પંડિત અમુલખભાઇ અને અમદાવાદ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય જૈનપાઠશાળાના પ્રધાનાધ્યાપક સુશ્રાવક પંડિત ધીરુભાઈએ પણ ફર્માઓ વાંચી દૃષ્ટિદોષ વગેરે કારણે રહી ગયેલી ભૂલો ખૂબ કાળજીથી સુધારી છે એ પણ ધન્યવાદાર્હ છે.

આ ગ્રન્થસર્જનમાં પૂજ્ય સંયમત્યાગતપોમૂર્તિ આચાર્યદેવેશની પુણ્યપ્રેરણા, હાર્દિકલાગણી પરમકૃપા અને ઉત્સાહદાનની હૂંફ છે પદાર્થસંગ્રહકાર મુનિભગવંતોનો અવર્ણનીય સહયોગ છે સર્જન સમ્પાદનમાં આશરે ચારવર્ષના સમયનો ભોગ છે

ગાથા, ગાથાના પ્રતિકો, અધિકારો અને દ્વારોના શિર્ષકો અને શાસ્ત્રપાઠોની અલગતા માટે તેમજ વાચકોની અનુકૂળતા માટે મોટા નાના ટાઇપોની પસંદગી કરવામા આવી છે વિષયનો રહસ્યાર્થ,ઘટના કે વિસ્તરાર્થના સંબોધક 'ઇદં તુ બોધ્યમ્' 'ઇદમત્ર હૃદયમ્' 'एतदुक्तं भवति' 'भावार्थः पुनरयम्' 'तथाहि' 'તદ્યથા' 'અયમત્ર

વિશેષઃ' વગેરે શબ્દો તથા શંકા-સમાધાનના સૂચક 'નનુ' 'इति चेद्' વગેરે પદો વાચકોને શીઘ્ર નજરે ચઢે તેમાટે તે બ્લેકટાઈપમાં રાખ્યા છે.

૨૭ થી ૬૭ આસપાસના ૪૦ ફર્મા પિંડવાડા જ્ઞાનોદય પ્રિંટિંગ પ્રેસમાં ત્રણેક માસના ટુંકસમયમાં છપાયા હતા તેના છેલ્લા પ્રૂફનું વાંચન તથા મૂળકોપી સાથે મેળવવાના કાર્યમાં પૂજ્ય મુનિરાજશ્રી અશોકવિજયજી મહારાજે સારી સહાય કરી હતી તે સિવાયના ફર્માઓનાં પ્રૂફોમાં પદાર્થસંગ્રહકાર મુનિવર્યોની અને શુદ્ધિપત્રકાદિના ફર્માઓમાં મારા ગુરુબધુ પૂજ્ય મિત્રાનદવિજય મહારાજની પણ સહાય ઘણી ઉપકારક નિવડી છે.

ગ્રથના સમ્પાદનકાર્યથી સતત સ્વાધ્યાયયોગ, ચિત્તની એકાગ્રતા, દીર્ઘકાળ સુધી એકજ આસને બેસી કાર્ય કરવાની સ્થિરતા, વારવાર પ્રૂફવાંચનથી ગ્રથના સમગ્રવિષયનુ વધુનેવધુ વિશદ દર્શન આવા અનેક લાભો થયા. ઉપરાંત આગમપ્રભાકર ઉદારમનસ્ક મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજ તરફથી જેસલમેરના ભંડારની કર્મપ્રકૃતિચૂર્ણી અને તેના ટીપ્પણની ફોટોગ્રાફી હસ્તપ્રતિઓનના વાંચનની તક મળી

હવે જિજ્ઞાસુ મુમુક્ષુજનો જૈનશાસનના નિધાનરૂપ આ અમૂલ્યશાસ્ત્રનો સ્વાધ્યાયાદિથી અધિકાધિક લાભ ઉઠાવે અને શ્રેય સાધે એજ એક મગળકામના.

અન્તે પ્રૂફ સંશોધન અને શુદ્ધિપત્રક ઘણી ચોકસાઈથી કરવા છતાં દૃષ્ટિદોષ, પ્રેસદોષ, છદ્મસ્થદોષથી તથા પહેલ પહેલો સપાદનનો પ્રસંગ હોઈ તે કારણે રહી જવા પામેલ ભૂલો વાચકવર્ગ સુધારીને વાંચે અને મને જણાવે એવી આશા રાખું છું

પ્રાન્તે પૂજ્યપાદ કરુણાસિંધુ આચાર્યદેવો, મારા પૂજ્યગુરુદેવો, પદાર્થસંગ્રહકાર પૂજ્ય મુનિવરો, પૂજ્ય અશોકવિજય મહારાજ વડિલગુરુબંધુ પૂજ્ય મિત્રાનંદવિજય મહારાજ, પડિતવર્યો તથા અન્યસહાયક મુનિવરોના ઋણના બદલામા આગ્રંથની પ્રશસ્તતાનો યશ તેમને અર્પું છુ

લિ૦

સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વર-
અન્તેવાસી પન્યાસપ્રવર ભાનુવિજયગણિવર્યનો પ્રશિષ્ય,
સ્વર્ગતપન્યાસપદ્મવિજયગણિવરપાદપદ્મભ્રમર
**મુનિ જગચ્ચન્દ્રવિજય.**

૧૨, શ્રીપાલનગર આશ્રમરોડ
વિ૦ સ૦ ૨૦૨૨ પોષ વદ ૧૨
અમદાવાદ-૧૩.



# 卐 अनुक्रम 卐

पिण्डवाडा (राजस्थान) ना वीरविक्रमप्रासादना मूळनायक आसन्नउपकारी चरमतीर्थपति

## श्री महावीरस्वामी



यत्पादभक्त्या भुवि भव्यलोकाः, सत्कीर्तिकान्त्यादियुता भवन्ति ।
पुष्णातु शं वो जिनवर्धमानः, श्रीपिण्डवाडापुरमण्डनः सः ॥१॥







पिन्डवाडा (राजस्थान) ना वीरविक्रमप्रासादमां रहेलां केटलांक अतिप्राचीन
अनुपम शिल्पयुक्त प्रभावशाली पञ्चधातुमय जिनबिम्बो

जे पिंडवाडा श्वे मू जैन संघ तरफथी मळेल ज्ञानखातानी उदार सहायथी आ 'स्थितिबंध' ग्रंथरत्ननु प्रकाशन थयुं छे ते पिंडवाडा [राजस्थान] नो बावनजिनालययुक्त गगनचुंबी श्री वीरविक्रमप्रासाद



ताजेतरमां जेनो जीर्णोद्धार पिंडवाडा श्रीसंघे कराव्यो छे. यात्रिको माटे आ एक दर्शनीय अने आराध्य यात्राधाम छे.

# प्रकाशक की ओर से

तपोगच्छगगनदिनमणि आबालवृद्ध तपस्वी विद्वान् शासनप्रभावक करीबन २५० मुनि-गणके माननीय नेता दीर्घसंयमी सिद्धान्तमहोदधि पूज्यपाद आचार्यदेव श्रीमद् विजयप्रेमसूरीश्वरजी म० सा० ने वि० सं० २०१५ का चातुर्मास ५४ मुनिवरों के साथ सुरेन्द्रनगर में किया। वहाँ आपके शिष्यप्रशिष्यों के आगमादिशास्त्रों के पठनपाठन का अवलोकन कर कोई भी अत्यन्त प्रसन्न हुए विना व वारवार जिनेश्वरदेव व जिनशासन के ज्ञान व चारित्रमार्ग का मन ही मन अनुमोदन किए विना नहीं रह सकता था।

इसी अर्से में 'जैन साहित्य विकास मण्डल' अंधेरी-बम्बई के मेनेजिंग ट्रस्टी माननीय महाशय अमृतलाल कालीदास दोशी B A जो कि पूज्यश्री के मुनिओं द्वारा कुछ साहित्य का संशोधन करवाने के लिये आये थे, प्रासंगिक वातचीत से कर्मसाहित्य के विस्तृत-सर्जनको जानकर आपकी निश्रा में लिखे गये व भविष्य में लिखे जाने वाले 'खवगसेढी' आदि कर्मसाहित्य को प्रकाशित करने का सहर्ष स्वीकार किया। पूज्य आचार्यदेवश्री का वि० सं० २०१६ का चातुर्मास शिवगंज में और वि० सं० २०१७ का चातुर्मास पिण्डवाडा में हुआ। उन दिनों में भी श्रीयुत अमृतलाल कालीदास भाई पिण्डवाडा आए और कर्मसाहित्य के प्रकाशन की पूज्यश्री से अनुमति प्राप्तकर बम्बई गए व अपनी 'जैन साहित्य विकास मण्डल' संस्था की मीटिंग बुलाकर प्रस्तुत साहित्य अपनी संस्था की ओर से प्रकाशित करवाने का निर्णय किया।

बडे सौभाग्य की बात है कि पूज्यश्री से कर्मसाहित्यविषयक परामर्श करते ही पिण्डवाडा के धर्मप्रेमी भाईयों को पूर्वकालीन परनारीसहोदर परमार्हत् श्रीकुमारपाल महाराजा, श्रीवस्तुपाल-तेजपाल और ३६००० सोनामहोरके न्योछावर से श्रीभगवतीसूत्र का श्रवण करने वाले मांडवगढ के महामात्य श्रीपेथडशाह आदि श्रुतभक्त महाश्रावकों का स्मरण हो आया और श्रुतभक्ति से प्रेरित हो पूज्यश्री से प्रस्तुतकार्य जिसे कि श्रीयुत अमृतलाल कालीदास दोशी ने करवाने का स्वीकार किया था, पिंडवाडा के भाईयों ने करवाने की नम्र प्रार्थना की। प्रथम तो पूज्यश्री ने पिंडवाडा के भाईयों की मांग का स्वीकार न किया क्योंकि अमृतलालभाई से साहित्य के प्रकाशनादि संबंधी वातचीत पहेले हो चूकी थी मगर जब पिंडवाडा के साधर्मिक बंधुओं का अत्यन्त आग्रह व उत्साह देखा तो आपने श्रुतभक्ति का अपूर्व लाभ प्रदान कर उन बन्धुओं कोअनुगृहीत किया। इस मंगल कार्य में पिण्डवाडा श्रीसंघ का पूर्ण सहयोग रहा।

प्रस्तुत कर्मसाहित्य के प्रचार-प्रकाशनादि विराट कार्य की जिम्मेवारी को समझकर पिण्डवाडा के उत्साही भाईयों ने-

(१) शेठ रमणलाल दलसुखभाई खंभात
(२) शा समरथमल रायचंदजी पिण्डवाडा
(३) शा लालचंद छगनलालजी ,,
(४) शा खूबचंद अचलदासजी ,,
(५) शा भूरमलजी सरेमलजी पिण्डवाडा
(६) ,, मन्नालाल रिखवाजी लुणावा
(७) ,, हिम्मतमल रुगनाथमलजी वेडा

इन ७ सदस्यों की वि० सं० २०१८ में 'भारतीय-प्राच्य-तत्त्व-प्रकाशन-समिति' की स्थापना की। समिति के सदस्यों ने कर्मसाहित्य को जयपुर और ब्यावर में छपवाना शुरु किया करीब तीन साल काम चलता रहा, काम सुन्दर होने पर भी जिस गति से हो रहा था सम्भव है उस गति से आज तक एक ग्रन्थ भी पुरा नहीं छप पाता अतः छपाई शीघ्र व सुन्दर हो इस वास्ते समिति के सदस्यों ने समिति का निजी प्रेस पिण्डवाडा में लगवाया। साहित्य व छपाई आदि का कार्य समिति के सदस्यों के शुभ प्रयत्न से ठीक तरह से चलता था व सदस्यों की उदारता व प्रयत्न से आर्थिक समस्या भी हल हो रही थी। मगर कर्मसाहित्य का प्रकाशन व प्रचार आदि का प्रस्तुत कार्य अति विशाल होने से सदस्यों की संख्या बढाना आवश्यक समझकर सं० २०२१ की साल में शेठ जीवतलाल प्रतापशी आदि महानुभावों को समिति के सदस्य बनाए

**आज हमारी समिति का ट्रस्टीमण्डल इस प्रकार है**

| | | |
|---|---|---|
| १ | शेठ रमणलाल दलसुखभाई (प्रमुख) | खंभात |
| २ | शेठ माणेकलाल चुनीलाल | बम्बई |
| ३ | शेठ जीवतलाल प्रतापशी | बम्बई |
| ४ | शा० खूबचंद अचलदासजी | पिण्डवाडा |
| ५ | शा० समरथमल रायचंदजी (मंत्री) | पिण्डवाडा |
| ६ | शा० शान्तिलाल सोमचन्द (भाणाभाई) (मंत्री) | खंभात |
| ७ | शा० लालचन्द छगनलालजी (मंत्री) | पिण्डवाडा |
| ८ | शेठ रमणलाल वजेचन्द | अहमदाबाद |
| ९ | शा० हिम्मतमल रुगनाथमलजी | वेडा |
| १० | शेठ जेठाभाई चुनीलाल घीवाले | बम्बई |
| ११ | शा० इन्द्रमल हीराचंदजी | पिण्डवाडा |
| १२ | शा० मन्नालालजी रिखवाजी | लुणावा |

ज्ञानपिपासु जनता को जानकर हर्ष होगा कि स्वल्पकाल में 'खवगसेढी' व 'ठिइबंधो' ये दो ग्रन्थरत्न हम पाठकों के करकमल में अर्पित कर रहे हैं 'रसबंधो' तथा 'पएसबंधो' जो दो ग्रन्थ छप रहे हैं वे भी स्वल्पसमय में पाठकों के करकमलों में अर्पित किए जायेंगे।

आत्मकल्याण में हेतुभूतस्वाध्याय के लिये प्रस्तुत ग्रन्थराशि अत्यन्त उपयोगी है इसका विशेष खयाल ग्रन्थों की प्रस्तावना व विषयपरिचय पढने पर पाठक पा सकेंगे।

**आत्मिक शान्ति देने वाले तात्त्विक आध्यात्मिक ग्रन्थों का आलेखन करके** मुनिभगवंतों ने अपना कर्तव्य बजाया है। आलेखित ग्रन्थों को ताडपत्र व ताम्रपत्र आदि पर प्रतिलेखित करवाकर ज्ञानभंडारों में सुरक्षित रखना व यन्त्रालय आदि द्वारा मुद्रित करवाकर मुमुक्षुजनसमाज में उसका प्रचार करना यह हमारा गृहस्थों का फर्ज है। शास्त्रों में सुनते हैं कि सम्यग् ज्ञानको पढने पढाने व लिखने लिखाने वालों की भाँति उसका रक्षण व प्रचार करने वाले भी केवलज्ञानादि आत्मरिद्धि के भोक्ता बनते हैं। इसी शास्त्रवचन को स्मरण में रखकर हमने इन शास्त्रग्रन्थों के प्रकाशन का प्रस्तुत कार्य हाथ में लिया है। ग्रन्थों का प्रकाशन व प्रचारादि सुचारु रूप से हो यह हमारी समिति का उद्देश है। हम गच्छाधिपति सिद्धान्तमहोदधि परमपूज्य आचार्य भगवंत **श्रीमद् विजय प्रेमसूरीश्वरजी महाराज** से अत्यन्त उपकृत हैं जिन्होंने जैनशासन के निधानरूप इस भव्यातिभव्य कर्मसाहित्य का सर्जन करवाया व जिनकी असीम कृपा से हमने श्रुतभक्ति का अपूर्व अलभ्य लाभ पाया, उन पुण्यपुरुष के पुनीतचरणों में वन्दन कर हम अपनी आत्मा को धन्य मानते हैं।

**पदार्थसंग्रहकार** विद्वान मुनिवरों, **गाथाकार** मुनिराज, **टीका-विवेचनकार** मुनिराज इन सब महात्माओं को वन्दना करते हैं। जिन्होंने अथाग परिश्रम लेकर कर्मसिद्धांत को विशद रूप दिया है। तथा अपने अमूल्यसमय का व्यय करके इस 'स्थितिबन्ध' ग्रन्थ की सुन्दर-विशद प्रस्तावना लिखकर **पू० मुनिराज श्री मित्रानन्दविजयजी** महाराज ने बडा अनुग्रह किया है इन सब पूज्य पुरुषों के प्रति सवन्दन कृतज्ञता प्रदर्शित करते हैं इस 'स्थितिबन्ध' ग्रन्थ के प्रकाशन में रू० १००००) जैसे प्रचुर ज्ञानद्रव्य का विनियोग कर श्री पिण्डवाडा श्वे० मू० जैन संघ ने हमारी समिति को बड़ा सहयोग दिया है। हम इस पूजनीय श्रीसंघ के आभारी हैं। इस प्रकाशन कार्य में जिन्होंने अपने तन मन धन का स्वल्प भी व्यय किया है उन सबको भी वारवार धन्यवाद।

इस अवसर पर **ज्ञानोदय प्रेस** के मैनेजर श्रीयुत **फतेहचन्दजी जैन** व प्रेसकॉपी करने वाले **श्री पन्नालालजी** सी० जैन वाकना व प्रेस के अन्य कर्मचारी भी स्मृति पथ में आ रहे हैं जिन्होंने इस कार्य में आत्मीयता प्रकट की है।

हस्ताक्षर

**पिन्डवाडा**
स्टे० सिरोहीरोड (राजस्थान)
ब्राच १२५/२७ जौहरीबजार
बम्बई २

१ शा० लालचन्द छगनलालजी (मन्त्री)
२ शा० शान्तिलाल सोमचन्द (भाणाभाई) चोकसी (मन्त्री)
३ शा० समरथमल रायचन्दजी (मन्त्री)

**भारतीय-प्राच्य-तत्त्व प्रकाशन समिति.**

# પ્રસ્તાવના

લેખક:-પૂજ્ય વિદ્વાન મુનિરાજશ્રી મિત્રાનંદ વિજયજી મહારાજ

★

ભારતીય પ્રાચ્યતત્ત્વ પ્રકાશન સમિતિ, પિંડવાડા [રાજસ્થાન] દ્વારા સંચાલિત આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વર કર્મસાહિત્ય જૈનગ્રંથમાળાના દ્વિતીય પુષ્પ તરીકે પ્રગટ થયેલો 'મૂલપયડિઠિઇબંધો' [મૂલપ્રકૃતિ-સ્થિતિબન્ધ] ગ્રંથ વાચકોના-દર્શકોના કરકમલમાં આવી રહ્યો છે.

ભા૦ પ્રા૦ પ્ર૦ સમિતિ, ગ્રંથમાલા તરફથી હાલ મુખ્ય ત્રણ ગ્રન્થો પ્રકાશિત કરવાની તૈયારી કરી રહી છે. ૧ ખવગસેઢી [ક્ષપકશ્રેણિ], ૨ ઉપશમનાકરણ, ૩ બંધવિહાણ [બન્ધ-વિધાન]. આ ત્રણમાં બંધવિહાણ એક મહાકાય ગ્રંથ છે. એના લગભગ ૧૪ ભાગ પડે છે એટલે ૧૪ મોટા પુસ્તક [ વોલ્યુમ ] પ્રમાણ આ ગ્રંથ થશે.

બંધવિધાનમહાશાસ્ત્ર :

પ્રથમખણ્ડ — પ્રકૃતિબન્ધ

ભા૦ ૧ મૂલપ્રકૃતિબન્ધ
ભા૦ ૨ ઉત્તરપ્રકૃતિબન્ધ
ભા૦ ૩ ,, ,, સ્થાનપ્રરૂપણા ૧
ભા૦ ૪ ,, ,, ,, ૨
ભા૦ ૫ ,, ,, ભૂયસ્કારાદિબન્ધ

દ્વિતીયખણ્ડ — સ્થિતિબન્ધ

ભા૦ ૧ મૂલપ્રકૃતિ સ્થિતિબન્ધ
ભા૦ ૨ ઉત્તરપ્રકૃતિ સ્થિતિબન્ધ
ભા૦ ૩ ,, ,, ભૂયસ્કારાદિસ્થિતિબન્ધ

તૃતીયખણ્ડ — રસબન્ધ

ભા૦ ૧ મૂલપ્રકૃતિ રસબન્ધ
ભા૦ ૨ ઉત્તરપ્રકૃતિ રસબન્ધ
ભા૦ ૩ ,, ,, ભૂયસ્કારાદિરસબન્ધ

ચતુર્થખણ્ડ — પ્રદેશબન્ધ

ભા૦ ૧ મૂલપ્રકૃતિ પ્રદેશબન્ધ
ભા૦ ૨ ઉત્તરપ્રકૃતિ પ્રદેશબન્ધ
ભા૦ ૩ ,, ,, ભૂયસ્કારાદિપ્રદેશબન્ધ

आम आ ग्रन्थमालानो प्रथम सेट आशरे १६ ग्रंथपुष्पोनो थशे. प्रस्तुत मूलपयडिठिइबंधो [मूलप्रकृतिस्थितिबन्ध] ग्रन्थ बंधविधानमहाशास्त्रना बीजा खंडना प्रथमभागरूप छे. अेनी विद्वान मुनिराजश्री वीरशेखरविजयजीओे रचेली ८७६ गाथाओ प्राकृतभाषामां छे अने तेना उपर प्रेमप्रभा नामनुं मुनिराज श्री जगच्चन्द्रविजयजीओे करेलुं २०हजार श्लोकप्रमाण विस्तृत विवेचन-टीका संस्कृतमां छे. बन्धविधानना प्रथमखण्डनो प्रथमभाग 'मूलप्रकृतिबंध' लखाईने तैयार थई गयो छे पण तेना लेखक मुनिराज श्री गुणरत्नविजयजी 'खवगसेढी' ना सम्पादनकार्यमां रोकायेला होवाथी ते ग्रंथ हवे पछी प्रगट थशे.

विश्वव्यवस्थानो विचार जैनदर्शने खूबज यथार्थदृष्टिथी कर्यो छे तेथीज जैनदर्शननी तात्त्विकता प्रत्ये विश्वना तत्त्वचिंतकोनुं मस्तक नमी पडे छे .

जैनदर्शने समजाव्युं छे के जगत १ जीव-आत्मा २. पुद्गल ३. धर्मास्तिकाय ४. अधर्मास्तिकाय ५. आकाशास्तिकाय अने ६. काळ-आ छ द्रव्यमय छे.

जीवद्रव्य-आत्मद्रव्य बीजाद्रव्योथी, यावत् शरीरथी पण स्वतंत्र अस्तित्व धरावे छे अने अे प्रमाणोथी साबीत छे.आ आत्मानी बाबतमां अनेक दृष्टिबिंदुथी प्रकाश पाथरतो यथार्थ आत्मवाद-जैनदर्शनमां मले छे.

आत्मद्रव्यना पण बे भेद छे.-१. मुक्तात्माओ २. संसारी आत्माओ. मुक्तात्माओ कर्ममलरहित राग, द्वेष, मोह, अज्ञान, देह, मन, वचन तेमज पुद्गलद्रव्यना संगमात्रथी रहित, अनन्तज्ञानादिमय अने स्फटिकरत्नवत् निर्मल आत्मस्वरूपने वरेला छे अने तेओ लोकना मस्तकस्थाने सिद्धशिला उपर लोकान्तने स्पर्शीने रहेला छे, संसारीआत्माओनुं मूलभूत-असलस्वरूप मुक्तात्माओ जेवुं होवा छतां अनादिकाळथी कर्ममलथी मलिन, राग, द्वेष, मोह, अज्ञान तेमज सुखदुःखादि लागणीओने पराधीन, शरीरादि पुद्गलद्रव्यना संगवालुं छे. अेकेन्द्रियथी मांडी पंचेन्द्रियपणासुधीनी भिन्न भिन्न अवस्थाओमां अने संसारनी चारगतिओमां तेओ परिभ्रमण करी रह्या छे. संसारी जीवोनी आ विकृत अवस्था कर्माणुओना संबंधने आभारी छे. अनंतशक्तिने वरेलो, अनंतगुणथी भरेलो आत्मा पण कर्मनी पराधीनताने कारणे अज्ञान, रागद्वेषादि अनंतदोषमय अेवी भारे दयापात्र दशा अनुभवी रह्यो छे, आत्माना सहजस्वरूपने दबावी देनार कर्मसत्तानी अनंत जटिलताने विवेचतो कर्मवाद-कर्मविज्ञाननी अेक अनोखी देण जगतने अेकमात्र जैनदर्शने ज करी छे.

जीवमात्रना सुखदुःखमां अने संसारपरिभ्रमणमां मुख्यभाग भजवनार कर्म अने तेना ज्ञानविज्ञान नी अर्थरूपे प्रथमप्ररूपणा अनंतउपकारी श्री तीर्थङ्करभगवंतोओे करी अने श्रीगणधरभगवंतोओे अेने सूत्ररूपे गुंथी. चौदपूर्वमां अनेक स्थले कर्मवादनुं विज्ञान संगृहीत कर्युं. तेमांना बीजा आग्रायणीपूर्वना क्षणलब्धि (वचनलब्धि) नामनी पांचमी वस्तुना कर्मप्रकृति नामना चोथा प्राभृतमां थयेला कर्मवादना उद्धार अंगे जुओ प्राचीनशतकचूर्णिनो शास्त्रपाठः—

[1]किं, परिकम्म-सुत्त-पढमाणुओग-पुव्वगयचुलियामइयातो सव्वाओ दिट्ठिवायाओ कहेसि ? न इत्युच्यते–पुव्वगयाओ । किं उप्पायपुव्व अग्गेणिय जाव लोगबिंदुसाराओ त्ति एयाओ चोद्दस विहाओ सव्वाओ पुव्वगयाओ कहेसि ? न इत्युच्यते-अग्गेणियातो बीयाओ पुव्वातो ।........ खणलद्धीणामपंचमं वत्थुं तातो........पंचमस्स वत्थुस्स चउत्थं पाहुडं कम्मपगडीनामधेज्जं ततो कहेमि ।

काळबळे पूर्वशास्त्रोनो विच्छेद थतो गयो तेम बहुश्रुतपूर्वाचार्यभगवंतोओ अनेक विषयोपर 'पूर्व'शास्त्रना झरणारूप ग्रंथो रच्या अेना विस्तृत विवेचनो लख्या अने अे रीते अगाधसागरसम पूर्वज्ञानना अंशरूप रहस्योने जीवंत राख्या. परतु काळनी विकराळ फाळ जगतउपर पडी रही छे तेम तेते काळना संघोअे घणुं रक्षण करवा छतां आ ज्ञाननो खजानो काळनो भोग बनतो ज रह्यो अने घणा मौलिक शास्त्रग्रंथोनो ह्रास अने नाश थतो रह्यो. छतां आपणा कंईक सद्भाग्ये कर्मप्रकृति, पंचसंग्रह,प्राचीनकर्मग्रंथो, नव्यकर्मग्रंथो, शतक, शतकभाष्य, शतकचूर्णी, कर्मप्रकृतिचूर्णीनुं टीप्पण, सित्तरिचूण्णी, सप्ततिकाभाष्य, कषायप्राभृत, कषायप्राभृतचूर्णी, षट्खंडागम वगेरे कर्मसाहित्य तेमज अेने अंगे सहायक श्रीभगवतीसूत्र, प्रज्ञापनासूत्र, जीवाजीवाभिगमसूत्र, वगेरे आगमग्रंथो तेमज लोकप्रकाश. जीवसमास आदि प्रकरणग्रंथो उपलब्ध थाय छे.

कर्मविषयक आ वाङ्मय आपणने कदाच घणुं लागशे अने कर्मविज्ञानने संगीनरीते समजवा पुरतुं लागशे पण अेम नथी, कालना प्रभावे मतिमान्द्य पण गति करी रह्युं छे, बुद्धिनिधान पूर्वाचार्यभगवंतोना प्रौढ संस्कृत-प्राकृतभाषामां रचायेला ग्रंथो शब्दसंक्षिप्त अने अर्थगंभीर होय छे. अे महापुरुषोअे शास्त्रग्रंथोमां जरुरी लागतुं विवेचन कर्या पछी दरिया जेवा कर्मविज्ञाननी अेक अेक वातने सूक्ष्मताथी तेमज ऊंडाणथी विचारवामाटे **गत्यादिमार्गणाद्वारोनुं सूचन** कर्युं छे.

[1]बीजा आग्रायणी पूर्वनी पांचमी क्षण(वचन-चयन)लब्धि नामनी वस्तुना कर्मप्रकृतिनामना चोथाप्राभृतना चोवीस अनुयोगद्वारोमाना छट्ठा बन्धनद्वारना ४ विभाग पडे छे–१ बन्ध २ बन्धक ३ बन्धनीय ४ बन्धविधान तेमाना ४ था बन्धविधानमा प्रकृतिबन्धादि चारे प्रकारना बन्धनुं निरूपण छे ते जेमां उद्धृत थयु छे ते शतकचूर्णिना पाठनो भावार्थ

'शु परिकर्म, सूत्र, प्रथमानुयोग, पूर्वगत [चौदपूर्व] अने चुलिकामय समग्र दृष्टिवादमांथी उद्धृतकरीने शतकप्रकरणनुं निरूपण करशो ? ना, मात्र चोथा पूर्वगतमांथी.शु उत्पाद आग्रायणी थी मांडी बिन्दुसार सुधीना चौदपूर्वमांथी उद्धृत ·· करशो ? ना, चौदमाना बीजा आग्रायणीपूर्वमाथी. शुं आठ वस्तुप्रमाण समग्र आग्रायणी पूर्वमाथी करशो ? ना,आग्रायणी पूर्वनी पाचमी क्षणलब्धिवस्तुमाथी करीशु शु पांचमीवस्तुना वीसेवीसप्राभृतमाथी करशो ? ना, चोथा कर्मप्रकृति नामना प्राभृतमाथी करीशु. शु कर्मप्रकृतिप्राभृतनां चोवीस अनुयोगद्वारो छे ते सर्वमाथी उद्धृत करशो ? ना, चोवीसमाथी छट्ठा बन्धद्वारना चोथा बन्धविधान अनुयोगद्वारमांथी उद्धृत करीने निरूपण करीशु'.

आम कर्मविज्ञान पूर्वशास्त्रोमांथी उद्धृत थयुं छे. अे स्पष्टरीते साबीत थाय छे

જુઓ-કર્મપ્રકૃતિનો શાસ્ત્રપાઠ

"કરણોદયસંતાણં સામિત્તોઘેહિં સેસગં ણેયં।
ગઇઆઇમગ્ગણાસું સંભવઓ સુટ્ઠુ આગમિય ॥૬૩॥"

**અર્થ**—આઠકરણ તેમજ ઉદય અને સત્તાનું સ્વામિત્વ ઓઘથી કહ્યું. બાકીનું બધું ગત્યાદિ-માર્ગણાઓમાં જ્યાં જે રીતે ઘટે તે રીતે પૂર્વાપર વિચાર કરી જાણી લેવું.

ગત્યાદિમાર્ગણાદ્વારોમાં વિચારવામાટે આજનું ઉપલબ્ધ કર્મસાહિત્ય આપણને ભરપૂરસામગ્રી પૂરી પાડે છે. એ રીતે કર્મવિજ્ઞાન-વિષયનો વિચાર થાય તો સામાન્યરીતે મર્યાદિત લાગતો એ વિષય અતિશય વિસ્તૃત પ્રતીત થાય છે.

**એ કર્મસાહિત્યોદ્ધારક મહાવિભૂતિઃ**

પરમપૂજ્ય સંઘકૌશલ્યાધાર સિદ્ધાંતમહોદધિ સુવિશાલગચ્છાધિપતિ આચાર્યભગવંત શ્રીમદ્ વિજય **પ્રેમસૂરીશ્વરજી મહારાજા** જેમ એક વિશુદ્ધસંયમના પાલક મહાસંયમી છે, બહુશ્રુત મહાન-જ્ઞાની પુણ્યપુરુષ છે. અનેક આબાલવૃદ્ધ, શાસનપ્રભાવક, વિદ્વાન, સંયમી અને ઉગ્રતપસ્વી શિષ્ય-રત્નોને તૈયાર કરનાર તેમજ વર્તમાનકાલે શાસનની એક પ્રૌઢવિભૂતિ છે, તેમ સૂક્ષ્માતિસૂક્ષ્મ અને ગહન એવા કર્મસાહિત્યના મર્મજ્ઞ અદ્વિતીય મહાપુરુષ છે. તેઓએ વર્ષોસુધી સતતત્યાગ સાથે કર્મ-શાસ્ત્રોના વાચન-મનન-પરિશીલન પછી એના અંતસ્થ મહારસને ચાખ્યો છે.

શ્રીઠાણાંગસૂત્રાદિ શાસ્ત્રગ્રંથોમાં ધર્મધ્યાનના ચારપાયા (પ્રકાર)માં વિપાકવિચયનો એક પાયો (પ્રકાર) કહ્યો છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અને ભવનું નિમિત્તપામી કર્મો કેવી રીતે બંધાય છે. એ કર્મોના શુભાશુભ કેવા વિચિત્ર ફળો મળે છે તેનો ઉંડો વિચાર આ ધ્યાનમાં સમાય છે.

પૂજનીય આચાર્યભગવંતે વર્ષોસુધી દિવસ રાતો આવા ધ્યાન-ચિંતન પાછળ પસાર કરી છે અને એક નોંધપાત્ર આત્મરમણતા અને કષાયોની મંદતા અનુભવી છે.

ગહનાતિગહન કર્મશાસ્ત્રોની મર્મજ્ઞતાનું જૈનશાસનની પરંપરામાં એક વિશિષ્ટ ગૌરવ મનાયું છે. સકળસંઘમાં માન્ય કર્મ **સાહિત્યના** મહાન નિષ્ણાત તરીકેની સુપ્રસિદ્ધિ તેઓશ્રીને વરી છે. તેઓશ્રીએ કર્મશાસ્ત્રોના ચિંતન-મનનના પરિપાકરૂપે કર્મસિદ્ધિ, સંક્રમકરણ ભા.૧-૨, **માર્ગણાદ્વારવિવરણ** વગેરે મૌલિકગ્રંથોની અનેક શાસ્ત્રોના નવનીતરૂપે સુબોધશૈલીમાં રચના કરી. તેમ છતાં તેઓશ્રીને સંતોષ ન હતો. તેઓશ્રીનું અંતર ઝંખતું હતું કે **'વર્તમાનમાં ઉપ-લબ્ધ કર્મસાહિત્ય, આગમગ્રંથો અને પ્રકરણગ્રંથોના આધારે સત્પદાદિદ્વારોમાં તેમજ ગત્યાદિમાર્ગણાદ્વારોમાં વિસ્તૃત સરળ અને સુબોધ શૈલીમાં કર્મશાસ્ત્રોનું નવસર્જન થાય, કેટલાક વિષમ લગતા પદાર્થો ચિંતન મનનને અંતે સુગમ અને નિર્ણીત થાય તો જૈનશાસનના કર્મવિજ્ઞાનની મૌલિકતા, વિસ્તાર જગતને જોવા, જાણવા મળે. સેંકડો વર્ષોસુધી ગ્રંથારૂઢ નહિ થયેલો પરંપરાગત આ વારસો**

भव्यजीवोने चिंतन-मननादि द्वारा कर्मनिर्जरामाटे लाभदायी निवडे अने आत्मकल्याणनुं एक अंग बने' आ शुभमनोरथने सक्रियरूप आपवा वि० सं० २००४ ना खंभातना चातुर्मासमां तेओश्रीए 'बंधनकरण' उपर लखवानुं शरू कर्युं पण विशाल साधु-समुदाय,संघ अने शासननी अनेक शुभप्रवृत्तिओमां ए लेखनकार्यने वेग आपी शकायो नहि.

## आ शुभकार्यमां शिष्योनो साथ :

पोताना समग्र जीवनने सुविशुद्ध संयमना रंगे रंगी नाखनार आ चारित्रनिष्ठ महापुरुषने भोग-विलासना आ झेरीयुगमां पण भव्यात्माओने कठोरसंयमना मार्गे, अध्यात्मज्ञानना राहे सफल प्रयाग कराववानी जाणे लब्धि न वरी होय ! तेओश्रीनी शांत-प्रशान्त विरागमुद्राना दर्शन, चारित्रप्रभाव अने सत्प्रेरणाथी सेंकडो भव्यात्माओ संयमना पंथे प्रयाण करी चूक्या हता. सं० २००५-२००६ मां मुंबई अने पालीतणाखाते तेमज सं०२००७-२००८-२००९-२०१०-२०११-२०१२ नी सालमां मुंबई वगेरे क्षेत्रोमां संख्याबंध युवको तेमज कुटुंबोना, कुटुंबो पूज्य आचार्यभगवंतनी ज्वलंत वैराग्यप्रेरणाथी अने पूज्य प्रभावकप्रवचनकार गुरुदेव पं० श्री भानुविजयजी गणिवर्यनी वैराग्यरसतरबोळ धर्मदेशनाना श्रवणथी मुक्तिमार्गना पथिक बन्या. ते सर्वने दीक्षादान पछी ग्रहणशिक्षा अने आसेवनशिक्षा आपवानुं महत्त्वनुं कार्य पूज्य आचार्यभगवंते तथा तेओश्रीना शिष्यप्रशिष्यरत्नो पू० पं० श्री हेमंतविजयजी गणिवर्य, पू० पं० श्री भानुविजयजी गणिवर्य तथा पू० पं० श्रीपद्मविजयजी गणिवरे उपाडी लीधुं. आदर्शसाधुओ तैयार करवानी पूज्य आचार्य-भगवंतनी इच्छाना तेओ रजे रज पारखनारा हता. पूज्यश्रीनी छत्रछायामां त्रणे पंन्यासप्रवरोए साधु-ओने ग्रहण-आसेवनशिक्षा आपवानुं कार्य खूब खंतथी कर्युं. तेओए आपेली उपदेशमाळा-पुष्पमाळा, यतिदिनचर्या, यतिशिक्षा, धर्मरत्नप्रकरण, श्री महानिशीथसूत्र प्रथम बे अध्ययन, आचारांगसूत्र, नंदी-सूत्र, आवश्यकसूत्र, पाक्षिकसूत्रटीका वगेरेनी वाचनाओए अपूर्व चेतना जगावी, तेनोज सुंदर प्रभाव छे के आजे आ मुनिवरो संयम, त्याग, तप, समितिगुप्तिना पालननी चीवट, आदर्श गुरुभक्ति, स्वाध्यायरतता आंतरमुखता, आज्ञापालकतादिगुणोथी शोभी रह्या छे.

संसारथी पराङ्मुख बनेला आ विरागी मुनिओ संयमसाधना अने श्रुतोपासनामां सुलीन बनी गया. थोडो अभ्यासक्रम आगळ वध्या पछी पू० आचार्यभगवंतनी इच्छा मुनिओने न्यायदर्शननुं अध्ययन कराववानी थई त्यारे पू० गुरुदेव पंन्यासप्रवरश्री भानुविजयजी महाराजे पूज्य आचार्यभगवंतने विनंति करी के न्यायना अध्ययनमाटे तो हुं बेठो छुं. आप कृपालु कहेशो त्यारे करावीश, हमणां आप कर्मसाहित्यनो अभ्यास करावो तो मुनिओने आपनो आ खास विषय संगीन रीते मळी जाय. पूज्यपाद आचार्यदेवने ते ठीक लाग्युं तेथी पूज्य गुरुदेवे मुनिओने एक अठवाडीयुं जैनशासनना आतमा, कर्म, कर्मबंधना हेतुओ, गुणस्थानक, बंध, उदयादि उपर प्रकाश

पाथरती समजुती आपी. आ सात दिवसनी वाचनाअे कर्मवादनो सारो परिचय मुनिओने आप्यो. आ रीते सागर समा कर्मसाहित्यमां प्रवेशमाटे उत्साहित कर्या त्यारबाद पूज्य आचार्यभगवंते कर्मसाहित्यनुं अध्ययन कराव्युं. बारमास जेटला समयमां तो छ कर्मग्रंथ, कम्मपयडी, पंचसंग्रहना निष्णात बनावी दीधा.

पूज्यश्री पासे ते विषयनुं तलस्पर्शी संगीन ज्ञान हतुं. मुनिओनी बुद्धि कुशाग्र हती. विनयनी पात्रता हती. अध्ययननी अपूर्व खंत हती. टुंक समयमां मुनिओ विषयना अगाध उंडाणमां उतरी गया विषयनी सूक्ष्मता अने गहनताने कारणे घणाओने निरस अने कंटाळा रूप लागता आ कर्मसाहित्यमां तेओए भारे रस चाख्यो. चिंतन-मनन-परस्पर पर्यालोचन जटिल-पूर्वपक्ष अने शास्त्रसिद्ध युक्तिओ भर्या अकाट्य उत्तरपक्ष द्वारा मुनिओए पूज्य आचार्यभगवंतश्रीने आनंद विभोर, आश्चर्यमुग्ध अने परम संतुष्ट कर्या. पुनामां २०११ना चोमासामां पू० गुरुदेव पंन्यासजी महाराजे १८-२० साधुओने न्यायदर्शनना प्राथमिक ग्रन्थोनो अभ्यास कराव्यो. पूज्यपाद आचार्यभगवंते अनेक मुनिवरोने आ रीते तैयार थयेला जोया अने पोताना शुभमनोरथने सक्रिय रूप आपवानी सुशक्यता देखाई. तेओश्रीए २०१४मां अमदावादमां पोतानो मनोगत मंगलमनोरथ शिष्यमंडळ आगळ जाहेर कर्यो, आ मनोरथ जाहेर थतांज परमगुरुभक्त शिष्योए एने अंतरथी वधावी लीधो.

**अे मंगल प्रयाण हजो :–**

सुरेन्द्रनगरना श्रीसकलसंघनी अत्याग्रहभरी विनंतिथी पू० आचार्यदेवादि ठाणा ५४ नुं वि० सं०२०१५ नुं चातुर्मास सुरेन्द्रनगरमां थयुं, बारमा तीर्थपति श्रीवासुपूज्यस्वामीनी शीतल-मंगल छायामां प्राचीनसाहित्यना आधारे श्रीकर्मसाहित्यना विस्तृतसर्जन नो मंगल प्रारंभ थयो। शरुआतमां मुनिराज श्री जयघोषविजयजी, मुनिराजश्री धर्मानंदविजयजी तथा मुनिराजश्री हेमचन्द्रविजयजी आ त्रण मुनिवरोअे कार्यनो आरंभ कर्यो, पाछळथी विद्वान मुनिराजश्री गुणरत्नविजयजी पण आ कार्यमां जोडाया तेमां सर्वप्रथम क्षपकश्रेणि अने उपशमनाकरणना पदार्थो-विषयो नुं व्यवस्थित संकलन कर्युं, अनेक शास्त्रग्रंथोना आधारे अने गुरुभगवंतोना महानविनयथी परिकर्मित बुद्धिना सहारे करेलुं आ विषयोनुं पर्यालोचन अेटलुं तो उंडु अने विस्तृत हतुं के अेना मोटा बे ग्रंथो तैयार थया।

उपशमनाकरण अने क्षपकश्रेणिना विषयनी नोंध मारा लघु गुरुबांधव विद्वान मुनिराज श्री हेमचंद्रविजयजीअे करी हती जे गणितनी प्रक्रियाथी भरपूर हती पाछळथी मुनिराज श्री गुणरत्न विजयजी अे क्षपकश्रेणिना समग्रविषयने प्राकृतगाथाओ रची ग्रंथरूपे गुंथ्यो तेमज लगभग १८थी २० हजार श्लोकप्रमाण संस्कृतमां टीका रची. ते **खवगसेढी** ग्रंथरत्न पण आ साथेज प्रकाशित **थई रह्यो छे।**

**બંધવિધાન મહાશાસ્ત્રનું સર્જન :**

ખવગસેઢી અને ઉપશમનાકરણ આ બે ગ્રંથોના પદાર્થોનું સંકલન તૈયાર થયા બાદ 'બંધવિધાન' ગ્રંથનું કાર્ય મુનિઓએ પ્રારંભ્યું, પરમપૂજ્ય આચાર્યદેવના શુભાશીર્વાદ મેળવી ગ્રંથનું મંગલ કર્યું, આ ગ્રંથમાં બંધનકરણ અને શતકાદિગ્રંથોના વિષયનો સંગ્રહ અને વિસ્તાર કરવાનો હતો. પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ, પ્રદેશબંધ આ ચારે પ્રકારના બંધના મૂલ-ઉત્તરભેદ, ભૂયસ્કાર, તેના પદનિક્ષેપ, વૃદ્ધિઆદિ તથા સ્થાનાદિ પ્રરૂપણાનો સત્પદાદિદ્વારોમાં તથા ગત્યાદિમાર્ગણાઓમાં વિસ્તૃત વિચાર કરતા આ ગ્રંથનું સર્જન દોઢથી બે લાખ શ્લોકપ્રમાણ થાય એવું લાગ્યું. અને એના લગભગ ૧૪-૧૫ ચોપડા (વોલ્યુમ) તૈયાર થાય એટલું વિરાટ કાર્ય હતું, આ કાર્ય બે ચાર વ્યક્તિઓથી થવું શક્ય ન હતું તેથી કર્મપ્રકૃત્યાદિનો અભ્યાસ કરી તૈયાર થયેલા બીજા ૮-૧૦ મુનિવરોને પૂ૦ આચાર્યભગવંતે આ કાર્યભારના સહયોગી બનાવ્યા.

**પદાર્થ સંગ્રાહક મુનિવરો :**

પૂજ્યપાદ કરુણાસિંધુ આચાર્યભગવંતની પરમકૃપાના પાત્ર મુનિરાજશ્રી જયઘોષવિજયજી તથા મુનિરાજશ્રી ધર્માનંદવિજયજી આ બે મુનિવરો કર્મસાહિત્યના નવનિર્માણના કાર્યમાં સ્થંભભૂત છે, તેમાંના પ્રથમ મુનિ, પૂજ્ય પંન્યાસપ્રવરશ્રી ભાનુવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન મુનિરાજશ્રી ધર્મઘોષ વિજયજીના શિષ્યરત્ન છે. આગમ શાસ્ત્રો, પ્રકરણગ્રંથો અને ખાસકરીને છેદગ્રંથોના તેઓ વિદ્વાન છે, બીજા મુનિ, પૂજ્ય પંન્યાસપ્રવરશ્રી ભાનુવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન છે, તેઓ પણ આગમો, પ્રકરણોના સારા અભ્યાસી છે, કર્મસાહિત્યમાં ગણિતાનુયોગનો વિષય સારા પ્રમાણમાં આવે છે તે ગહન હોય છે; તેને આ મુનિ સુંદર રીતે સ્પષ્ટ કરે છે.

કર્મસાહિત્યના સૂક્ષ્માતિસૂક્ષ્મ વિષયની ગહનતાને ભેદવાનું સૌભાગ્ય આ બે મુનિઓએ પ્રાપ્ત કર્યું છે. તેમનું ગંભીર શાસ્ત્રવાંચન, અગાધ ચિંતન અને રાતદિવસ એનું પરિશીલન છે. વિષયના એકએક મુદ્દાને અનેક ગ્રન્થો વાંચી એનો પરસ્પર સમન્વય કરેછે, જ્યાં શંકાસ્પદ લાગે ત્યાં બીજા આગમગ્રંથો, પ્રકરણગ્રંથોની સહાય લઈ પૂ૦ આચાર્યભગવંત સાથે એની વિચારણા થયા બાદ શાંત-સ્વસ્થચિત્તે અનુપ્રેક્ષા કરી સમાધાન ચોક્કસ કરે છે. અને યથાર્થ ઉકેલ લાવે છે. તે પછી મુનિવરોને એનું વિવરણ સમજાવે છે ત્યારબાદ ગાથાના આધારે મુનિઓ ટીકાનુ આલેખન કરે છે.

**પદાર્થસંગ્રહકાર તથા ગાથાકાર મુનિરાજશ્રી વીરશેખરવિજયજી :**

આ મુનિરાજશ્રી મુંબઈ દાદર ખાતે પૂજ્યગીતાર્થ ગચ્છ હિતચિંતક પંન્યાસ પ્રવર શ્રી હેમંત વિજયજી ગણિવર્યના સં૦ ૨૦૦૭-૨૦૦૮ ના ચાતુર્માસમાં ૧૨ વર્ષની વયે અઠ્ઠાઈ તથા

उपधानतप कर्यो त्यारथी वैराग्यवासित थया . त्यारबाद पूज्यपाद आचार्यभगवंतनी प्रेरणाथी सं० २०११ मां १६वर्षनी वये चारित्र अंगीकारी पू० पंन्यासजी महाराजना शिष्यरत्न मुनिराजश्री ललितशेखरविजयजीना शिष्यरत्न मुनिराजश्री राजशेखरविजयजीना शिष्यरत्न थया . आ मुनिवरनो शास्त्रव्यासंग आदर्श छे नानीवयमां संस्कृत प्राकृतव्याकरण प्रकरणग्रंथो, न्याय वगेरेना अध्ययनमां सारो विकास साध्यो छे . बन्धविधान ग्रंथना पदार्थ-संकलनमां तथा गणितविभागने सरल बनाववामां तेमनो महत्त्वनो फाळो छे. गाथारूपे गुंथवाना पदार्थोनी चिंतनपूर्वक नोंधकरी उपर्युक्त बन्ने पदार्थसंग्रहकार मुनिवरो साथे विचारणा करी तेमनी पासेथी विशेषपदार्थो मेळवी पदार्थ-विषयनो निर्णय करीने आर्याछंद अने तेना पेटाभेदोमां गाथाओ बनावे छे . बन्धविधान ग्रंथनी आशरे १५००० प्राकृत गाथाओ रचवानुं महानकार्य पूज्य आचार्य भगवंतनी आज्ञाथी तेओए कर्युं छे ग्रंथनो अतिविस्तार न थाय तेनी चीवट राखी शक्य तेटला संक्षेपमां विषयने समाववानी सारी कुशळता एमणे दाखवी छे .

**विवेचनग्रंथनुं शुभनाम 'प्रेमप्रभा' :**

'**बंधविधान**' ग्रंथ उपर जुदा जुदा मुनिवरोए संस्कृतमां रचेला विवेचननुं सान्वर्थनाम '**प्रेमप्रभा**' टीका राखवामां आव्युं छे. आ विराट कर्मसाहित्यना सर्जनमां प्रेरणादाता,प्रकाशदाता अने चेतना जगावनार होय तो ते पुण्यनामधेय आचार्य भगवंत श्रीमद् **विजय प्रेमसूरीश्वरजी महाराजा** छे.

आजना वाणीस्वातंत्र्य अने विचारस्वातंत्र्यना युगमां यौवनना थनगनाट वखते सहजसुलभ लोकप्रसिद्धि, आदि बाह्यभावमां न खेंचातां वर्षो सुधी श्रमसाध्यकार्यमां लीन बनी बहु टुंक-समयमां मुनिवरो आ महानकार्य करी शक्या छे ते कोई मात्र एमनी पोतानी शक्तिथी नहि पण सदैव स्मरणीय पू. आचार्य भगवंतनी परमकृपाथी अने दिव्यआशीर्वादथी करी शक्या छे. तेथीज ते परमगुरुदेवना अनंतउपकारोनी चिरस्मृतिमाटे तेओश्रीना प्रेमनी-सम्यग्ज्ञानदानादिवात्सल्यनी प्रभारूप सार्थक नामनी पसंदगी करवामां आवी छे.

**अनेक शास्त्रग्रंथोना दोहनरूपे आग्रंथ तैयार थयो छे. ते ते विषयने स्पर्शनी वातो,विचारो-हेतुओ अनेक शास्त्रग्रंथोना आधारे चर्चवामां आव्या छे. विषमस्थलो विस्तृत अने स्पष्ट विवेचन पूर्वक सरल सुज्ञेय बनाव्या छे. अनेक ग्रंथोना संकडो साक्षीपाठोथी समृद्ध,यंत्रो अने चित्रोथी भरपूर आ ग्रंथ ज कही आपशे के केटला श्रम अने समयना बलिदानपूर्वक एने तैयार करवामां आव्यो छे,**

**रचना संस्कृत-प्राकृतभाषामांज केम करी ?**

अनेक मुनिवरोनी वर्षोनी महेनतने अंते तैयार थयेल आ जीवनोपयोगी मननीय साहित्यना

સર્જનમાટે ગુજરાતી, હીન્દી, અંગ્રેજી ભાષા પસંદ ન કરતાં સંસ્કૃત પ્રાકૃત ભાષાની પસંદગી શામાટે કરી ? આ પ્રશ્નનું સમાધાન એ છે કે (૧) સંસ્કૃત પ્રાકૃતભાષા સર્વદેશીય અને સર્વકાલિક છે. એમાં પરિવર્તનો ભાગ્યેજ આવે છે, આ ભાષાઓની હજારો વર્ષોથી પ્રાયઃ એક સરખી પદ્ધતિ ચાલી આવે છે. (૨) આ ભાષાઓની ખૂબી એ છે કે વિષયના ગમે તેવા વિસ્તાર કે અતિવિસ્તારને જે રીતે વધુમાં વધુ સંક્ષેપમાં આ ભાષાઓમાં રજૂ કરી શકાય છે તે રીતે પ્રાયઃ બીજી ભાષાઓમાં રજૂ કરવો અશક્ય છે. પ્રસ્તુત વિષયના અગાધ વિસ્તારને સાંકેતિક શબ્દોને કે યંત્રોને ધારી રીતે બીજી ભાષાઓમાં કોઇ રીતે ન સમાવી કે સમઝાવી શકાય. (૩) ગુજરાતી વગેરે ભાષાઓ પ્રત્યેક યુગમાં પલટાતી રહે છે. દરેક પ્રાન્તોમાં પણ તે અંગે ઘણી ભિન્નતા પ્રવર્તે છે તેથી યુગપરિવર્તન સાથે આ ગ્રંથો પણ અનુપાદેય બની જાય. આવા અનેક કારણોથી સંસ્કૃત-પ્રાકૃતભાષાનો આશ્રય લેવાયો છે છતાં ગ્રંથમાં વિષયપરિચય સારરૂપે ગુજરાતીભાષામાં આપ્યો છે.

**'સ્થિતિબંધ' ના ટીકાકાર મુનિવર્ય શ્રી જગચ્ચંદ્રવિજયજી:-**

આ પ્રસ્તુતમાં પ્રકાશિત થઇ રહેલો **મૂલપયડી ઠિઇબંધો [ મૂલપ્રકૃતિ સ્થિતિબન્ધ ]** ગ્રંથની **'પ્રેમપ્રભા'** નામની ૨૦ હજાર શ્લોક પ્રમાણ ટીકા [વિવેચન] ના રચયિતા મારા લઘુ ગુરુબાંધવ **મુનિરાજશ્રી જગચ્ચંદ્રવિજયજી** છે. પૂજ્ય પરમગુરુદેવ પંન્યાસપ્રવરશ્રી **ભાનુવિજયજી ગણિવરના** શિષ્યરત્ન મારા પૂજ્ય ગુરુદેવ પંન્યાસપ્રવરશ્રી **પદ્મવિજયજી ગણિવર્યના-તેઓ** શિષ્યરત્ન છે. પ્રથમથી જ આ મુનિવરની બુદ્ધિ કુશાગ્ર અને તર્કપ્રધાન હતી. અદમ્યઉત્સાહથી ગુરુસેવા અને જ્ઞાનોપાસના સાથે તેમણે આજે ૧૪ વર્ષને અંતે પણ લગભગ નિત્ય એકાસણાનો તપ અજોડ ત્યાગ સાથે ચાલુજ રાખ્યો છે. આ ટીકાગ્રંથની રચનામાં તેમણે અપૂર્વ બુદ્ધિકૌશલ વાપર્યું છે. ન્યાય, વ્યાકરણ, આગમ, પ્રકરણ અને કર્મસાહિત્યવિષયક એમની વિદ્વત્તા આ ટીકાગ્રંથમાં દેખાઇ આવે છે.

**આ 'પ્રેમપ્રભા' ટીકાગ્રંથની મૌલિકતા :-**

(૧) મૂલગાથાના **પ્રતીકો** પદ્ધતિસર જરૂર પડે ત્યાં ટીકામાં ઉતાર્યા છે. (૨) તે પ્રતીકોનો **સ્પષ્ટશબ્દાર્થ** કરવામાં આવ્યો છે. (૩) જરૂર પડે ત્યાં એ પ્રતીકોનો તથા સમગ્રગાથાનો **રહસ્યાર્થ** ખોલવામાં આવ્યો છે. (૪) પદાર્થને સચોટ સિદ્ધ કરતી પ્રબલ યુક્તિઓ આપી છે. (૫) પ્રસંગોપાત ૬૦ ઉપરાંત શાસ્ત્રગ્રન્થોના ૨૦૦ લગભગ સાક્ષી પાઠો આપ્યા છે. (૬) શંકા અને તેના સમાધાનો દ્વારા વિષયને રસમય અને સુબોધ બનાવ્યો છે. (૭) કોઇક સ્થલે મૂલગાથામાં ન કહેલા તે તે વિષયના મતાંતરો ટીકાકાર વિદ્વાનમુનિવરે અન્ય શાસ્ત્રગ્રંથોનું અવલોકન કરી પદાર્થસંગ્રહકાર મુનિવરો સાથે વિચારણા કરી સંગૃહીત કર્યા છે. (૮) સૂક્ષ્મ બાબતોને સમજવાની સરળતા માટે ઘણે ઠેકાણે દૃષ્ટાન્તો **આપી વિષયનું વિશદીકરણ** કર્યું છે જુઓ-

પૃ० १३, १४, १७, २६, २८, ६३५. (९) सूक्ष्म विषयोने दृष्टान्तोथी स्थापना करी यंत्र रूपे पण गोठव्या छे. जुओ–पृ० १४, २०, ३४१, ५१३, ६३६, ६४६, ६५४, ६६३. (१०)आ ग्रंथना छ अे अधिकारोना प्रत्येक द्वारोना समग्रविषयने १ के २ पृष्ठमां संक्षेपमां बतावी देतां आरिसा जेवा यंत्रो(कोठाओ)आ ग्रंथनु' महत्वनु' अंग छे, आ मुनिवरे सर्वप्रथम आवा यंत्रोनी कलात्मकशैलीनो चीलो पाडी पछीना बधाज ग्रंथो माटे अेक सु'दर मार्ग चींध्यो छे. पृ० नं० १९४ उपर कायस्थितिप्रदर्शकयंत्रमां तो जबर खूबी वापरी छे, अेकज पेजमां १७० मार्गणाओने जुदी जुदी संज्ञाओ-संकेतो आपी नीचे फूटनोटमां तेनी जघन्यकायस्थिति, उत्कृष्ट-कायस्थिति, मतांतरे मनाती कायस्थिति दर्शावी छे अने ते ते कायस्थितिनो गाथांक पण आप्यो छे.

यंत्रोमां व्यवस्थित कोठाओ पाडी ते ते द्वारोना सपूर्ण विषयने संक्षेपमां अे रीते रजु कर्यो छे के विषयना जाणकारने यंत्र उपरथीज अध्ययन कराववु होय तो करावी शके. अध्ययन-करनार अेकवार विस्तारथी वांची गया पछी आ यंत्रो उपरथी विषयनु' पुनरावर्तन करी शके, गाथाओमां मार्गणाओ कदाच आगल पाछल गोठवायेली होय तो यंत्रनी सहायथी पदार्थ शोधी शके. यंत्रोमां आपेल गाथानंबरथी पदार्थनो विस्तार जोवानी खूब सारी अनुकूळता थई छे, विषयने दीवा जेवो स्पष्टकरी आपनार आवा ७८ यन्त्रोथी मुनिश्रीअे आ स्थितिबंध ग्रंथने अलंकृत कर्यो छे. यंत्रोनी कला अेटले शास्त्रसागरने गागरमां समाववानी कला. यंत्रोमां विषयोनी गोठवण केवी खूबीभरी छे ते नीचे बतावेली यंत्रजोवानी २-३ रीतो परथी ख्यालमां आवशे.

**यन्त्रमा गु'थेला पदार्थोने समजवानी केटलीक रीतो :**

A कार्मणकाययोगमार्गणामा आयुष्य सिवायना सातकर्मनी जघन्यस्थितिबंधनु प्रमाण केटलु' ? अने केम ? अे जाणवु' छे तो १. यत्रोनी अनुक्रमणिका जोई सातकर्मना जघन्यस्थितिबंधनु' यंत्र काढवु', २. अे यंत्रनी उभी कोलममां योगमार्गणाना नीचेना खानामां कार्मणकाययोगमार्गणा जोवी, ३. तेनी सामे आडी कोलममां पहेला खानामांज कार्मणकाययोगमार्गणामां थतां सात कर्मना जघन्यस्थितिबंधनु' लखेलु' प्रमाण मली आवशे. ४. अेटलु' प्रमाण शामाटे ? अे जाणवा यंत्रनी आडी कोलममां छेल्ला खानामां गाथा नंबर जोई ते गाथानी टीकामां करेला पदार्थना स्पष्टीकरणमां अेनो हेतु मली शकशे.

B पर्याप्तपंचेन्द्रियमार्गणामां आयुष्यकर्मना अजघन्यस्थितिबंधकोनी स्पर्शना केटली ? ते जाणवा माटे १. ते कर्मनी ते स्थितिना बंधकोनी स्पर्शनानु' यंत्र अनुक्रमणिकाना आधारे काढवु', २. तेमां पहेली उभी कोलममां इन्द्रियमार्गणाभेद जोवो, ३. तेना त्रीजा खानामां प्रस्तुत मार्गणाभेद देखाशे. ते खानानी उपरना खानामां स्पर्शनानु' ८ राज प्रमाण देखाशे नीचे छेल्ला खानामां गाथानो अंक मलशे. ते गाथानी टीकाना आधारे अेनो हेतु पण जाणी शकाय छे.

C મોહનીયકર્મની અસંખ્ય-સંખ્યભાગ વગેરે સ્થિતિબન્ધ વૃદ્ધિહાનીઓ અને સ્થિતિબન્ધ અવસ્થિત-અવક્તવ્યના બંધકોથી ઉત્પન્ન થતાં ભાંગા કેટલા થાય તે જાણવું છે તો તે માટે ૧. યન્ત્રાનુક્રમમાંથી સાતકર્મના સ્થિતિબંધવૃદ્ધિઆદિના બંધકોના ભંગવિચયનું યંત્ર કાઢવું, ૨. પૂર્વની જેમ લોભકષાય-માર્ગણાના ખાનામાં જોતાં ૨૧૮૭ ભાંગા જાણવા મળશે. એનો હેતુ જાણવા માટે ગાથાના આધારે ટીકા જોવી.

આમ યંત્રોની જોવાની રીત જાણ્યા પછી સાગર જેવા વિશાલ ગ્રંથમાંથી જોઈએ તે પદાર્થનું અન્વેષણ સહેલાઈથી કરી શકાય છે.

(૧૧) ત્રીજા ભૂયસ્કારાધિકારના અને પાચમાં વૃદ્ધિબંધઅધિકારના ભંગવિચયદ્વારમાં તેમજ છઠ્ઠા અધ્યવસાયસમુદાહારઅધિકારના સ્થિતિસમુદાહાર દ્વારમાં આવતી ક્લિષ્ટ ગણિતપ્રક્રિયાને મુનિશ્રીએ સુયોગ્ય શબ્દદેહ આપી સુગમ બનાવી છે.

(૧૨) કોઈક સ્થળે અનેક મતો પ્રવર્તતા હોઈ તે સર્વમતોનો નિર્દેશરૂપે મૂળગાથામાં સંગ્રહ કરવામાં આવ્યો છે. ટીકાકારે તે સર્વમતો તે તે શાસ્ત્રપાઠો સાથે ટીકામાં રજૂ કર્યા છે. જુઓ-પૃ૦ ૯૪, ગાથા ૭૨ નો ટીકા.

(૧૩) આ ગ્રંથમાં આવતા જરૂરી વિષયોને તર્ક-ન્યાયશૈલીની એરણપર ચઢાવવાનું પણ મુનિશ્રી ચૂક્યા નથી, એ રીતે વિષયની વિષમતાને અને વિષયની માને સંભવિત દલીલોને ભેદીને સત્યાર્થ સાબીત કરાયો છે. દા૦ ત૦ જુઓ ૫ મો વૃદ્ધિઅધિકાર પૃ૦ ૬૬૬ ૬૭૬ ગાથા ૭૪૭ ૭૪૮ નો ટીકા. જુઓ. ૪ થા પદનિક્ષેપાધિકાર પૃ૦ ૫૩૦-૬૩૧ ગાથા ૭૦૬ નો ટીકા. આ રીતે અનેકસ્થલો તર્કસિદ્ધ લેખીનીથી આલેખ્યા છે.

(૧૪) કેટલેક સ્થળે કોઈ એક ચોક્કસ અને ઇષ્ટવિવક્ષા-અભિપ્રાયથી આવા ય વિષયનું નિરૂપણકરી તે પદાર્થનું બીજી વિવક્ષાથી પણ નિરૂપણ થઈ શકે અને કોઈ તેમ કરે તો એ અવિરુદ્ધ છે એ જણાવવા પૂર્વક બીજી વિવક્ષાનું રહસ્ય પણ વિદ્વાન મુનિરાજે વ્યક્ત કર્યું છે. જુઓ પૃ૦ ૪૫૩.૪૫૬ ગા૦ ૬૭૬.

(૧૫.) ટીકાકાર વિદ્વાન મુનિરાજે પદાર્થોનું-વિષયોનું ક્યારેક ઝીણવટભર્યું વિવેચન સ્વચ્છ પ્રતિભાથી કર્યું છે એવા ચારેક મુદ્દાઓ નમુનારૂપે અહિં રજૂ કરું છું.

(i) મૂળ આઠપ્રકૃતિમાં ઉત્કૃષ્ટસ્થિતિબંધના છેલ્લા નિષેકસુધી કર્મદલિકોની નિષેકરચના વિશેષહીન ક્રમે થાય છે. આ પદાર્થને યુક્તિપૂર્વક વટાવતાં લગભગ ૧૦૦શ્લોકપ્રમાણ પૂર્વપક્ષ કર્યો છે, તેમાં અનેક વિતર્કો કર્યા છે અને પછી તેના સચોટ સમાધાનો આપ્યા છે. જુઓ પૃ૦ ૩૩-૩૭. પૃ૦ ૩૬ ઉપર પૂર્વપક્ષને અનુસારે દલિકરચનાનો ખ્યાલ આપતું સ્થાપના ચિત્ર પણ આપ્યું છે.

(ii) એકેન્દ્રિયાદિમાર્ગણામાં સાતકર્મના અનુત્કૃષ્ટસ્થિતિબંધનો કાળ અંતર્મુહૂર્ત જ આવે એ પદાર્થના સમર્થનમાં તે એકેન્દ્રિયાદિમાર્ગણામાં ભવચરમાન્તર્મુહૂર્તમાં(જીવનના છેલ્લા અન્તર્મુહૂર્તમાં)ઉત્કૃષ્ટસ્થિતિને બાંધતો જીવ ત્યાંથી મૃત્યુ પામીને પાછો એકેન્દ્રિયમાં જ ઉત્પન્ન થાય,એજ રીતે બીજી માર્ગણાઓમાં પણ તેવી અવસ્થામાં મરતો જીવ ચોક્કસ સ્થાનોમાં જ ઉત્પન્ન થાય. આ હકીકતના સમર્થનમાં 'ભવચરમઅન્તર્મુહૂર્તમાં સર્વાધિક સંક્લેશવાળા જીવોનું મરીને પોતાને યોગ્ય સર્વકનિષ્ઠસ્થાનમાં જ જવાનું થાય છે' ઇત્યાદિ નિયમ બતાવીને એ નિયમની અનેકરીતે ઘટના કરી છે, અહીં વાચકોને પદાર્થવિવેચનની માર્મિક સૂક્ષ્મતા દેખાયા વિના નહિ રહે.

(iii) છટ્ઠા અધિકારમાં સ્થિતિબંધના અધ્યવસાયોના દ્વિગુણવૃદ્ધિસ્થાનો અને તેવા બે દ્વિગુણવૃદ્ધિના સ્થાનો વચ્ચેના એક અંતરમાં રહેલા સ્થિતિબંધસ્થાનોના અલ્પબહુત્વમાં દ્વિગુણવૃદ્ધિનાં સ્થાનો અંગુલના વર્ગમૂલના છેદનકોના અસંખ્યાતમા ભાગ જેટલા હોય છતાં એક આંતરાનાં સ્થાનો કરતાં ઓછાં કહ્યાં એ બાબતમાં પૂર્વપક્ષથી વિરોધ ઉઠાવી એનું સમાધાન કંઈક અધિક અર્ધરાજલોક જેટલી લાંબી સૂચિશ્રેણિના છેદનકો પણ અઢી ઉદ્ધારસાગરોપમના સમયોથી થોડાંક જ અધિક થાય છે એ વાત દષ્ટાંતો અને બીજા હેતુઓથી સિદ્ધકરવાદ્વારા કર્યું છે અને તે પ્રસંગે જરુરી પલ્યોપમ સાગરોપમભેદોના સ્વરૂપ અને પ્રયોજન વગેરે પણ બતાવ્યા છે. જુઓ પૃ૦ ૪૨૮-૪૩૪.

(iv) 'કર્મપ્રકૃતિસંગ્રહણી'ની અનુભાગબંધની ચૂર્ણિમાં અનુકૃષ્ટિનું વિધાન કરવા દ્વારા ઉપરની અધિક અધિક સ્થિતિના બંધ વખતે પ્રાપ્ત થતાં રસબંધના અધ્યવસાયોને નીચેની ન્યૂન ન્યૂન સ્થિતિના બંધ વખતે બતાવ્યા હોઈ કેટલાંક નીચેનાં સ્થિતિબંધસ્થાનોમાં ચાર ઠાણીયાની જેમ ત્રણ ઠાણીયા અને બે ઠાણીયા રસબન્ધના અધ્યવસાયો પણ પ્રાપ્ત થાય છે, જ્યારે અહીં સ્થિતિબંધગ્રન્થમાં તે તે સ્થિતિબંધસ્થાનો માત્ર ચાર ઠાણીયા કે ત્રણ ઠાણીયા વિગેરે એક એક પ્રકારના રસબન્ધના અધ્યવસાયવાળા જીવોને જ બતાવ્યા છે,એમ બંને ગ્રન્થની વાતોમાં પૂર્વપક્ષથી વિરોધ બતાવી સમાધાનમાં યુક્તિપૂર્વક બંને ગ્રન્થની વાતનો સમન્વય કરી બતાવ્યો છે. જુઓ- પૃ૦ ૬૪૪-૬૪૯.

**મહત્ત્વના પરિશિષ્ટો :**

(૧) પ્રથમ પરિશિષ્ટમાં '**સ્થિતિબંધ**' ની ટીકામાં જે જે શાસ્ત્રગ્રન્થોની સાક્ષીઓ મૂકવામાં આવી છે તે ગ્રંથોનું તથા સાક્ષીપાઠોની સંખ્યાનું લીસ્ટ છે.

(૨) બીજા પરિશિષ્ટમાં **જેસલમેરના જ્ઞાનભંડારનો સમર્થશાસ્ત્રકાર આચાર્ય ભગવાન મુનિચંદ્રસૂરીશ્વરજી મહારાજ** વિરચિત **કર્મપ્રકૃતિચૂર્ણિના ટીપ્પણનો** એક ઉપયોગી અંશ આપવામાં આવ્યો છે, **તેમાં સાકાર અનાકાર ઉપયોગની વિચારણા** એક જુદીજ શૈલીથી કરવામાં આવી છે તેથી અધ્યયનકર્તાઓને તે ઉપયોગી થશે. આ ટીપ્પણ ગ્રંથ હજી મુદ્રિત થયો નથી.

(૩) માર્ગણાઓમાં જીવદ્રવ્યોના પ્રમાણ (સંખ્યા)નું નિરૂપણ સ્થૂલથી તો આવે છે પણ ઘણા અધિકારોમાં પ્રત્યેક માર્ગણામાં ચોક્કસ જીવદ્રવ્યોની સંખ્યાનું પ્રમાણ જાણવું અગત્યનું છે તેથી મુનિરાજશ્રીએ ૧૧ ગાથાઓમાં દ્રવ્યપ્રમાણપ્રકરણની રચના કરી જીવદ્રવ્યોનું પ્રમાણ સંકલિત કર્યું છે અને તેના ઉપર સામાન્યવિવેચનરૂપ સંસ્કૃતમાં પોતેજ અવચૂરિ રચી છે,આમ આ પરિશિષ્ટ નાનકડી ગ્રંથરચનારૂપ અને અગત્યનું છે.

આ ગહન વિષયોના સ્પષ્ટીકરણનો પ્રયત્ન જોતાં લાગે છે કે ટીકાકાર જાણે પત્થરને પલ્લવિત ન કરી રહ્યા હોય. પૂર્વકાળના શ્રુતભક્ત શ્રમણોપસકોના પગલે પિંડવાડાની ભારતીય પ્રાચ્યતત્વપ્રકાશન સમિતિએ પરમતારક અને પ્રકાશક શ્રુતને ભાવિજીવો સુધી પહોંચાડવા એનું રક્ષણ-પ્રકાશન અને પ્રચાર-દ્વારા શ્રુતની પરંપરા અવિચ્છિન્ન રાખવાનું સુકૃત હાથ ધર્યું છે।

અંતે, સુખના ભ્રમથી પાપના અને દુઃખના રાહે દોડી રહેલા જગતને આ તાત્ત્વિક-આધ્યાત્મિક ગ્રન્થો દીવાદાંડીરૂપ બનો. મોક્ષાભિલાષી ભવ્યાત્માઓ આ ગ્રંથરત્નના વાંચનથી કર્મની કુટીલતાને સમજી અપ્રમત્ત-જાગૃતિમય જીવન જીવે, આત્મા અને કર્મના અનાદિ સંયોગને ભેદનારી સમતા-સામાયિકભાવ પ્રાપ્ત કરે એજ એક મંગલકામના।

શુભસ્થલ :
શા સકરચંદ છોટાલાલ
ચં ન ૧૩ આશ્રમરોડ, અમદાવાદ ૧૩.
વી૦ સં૦ ૨૪૧૨ મહા સુદ ૨ રવિવાર
સ્વર્ગીય પરમગુરુદેવ દાનસૂરીશ્વર
સ્વર્ગારોહણ શુભદિન

લિ૦
ભવોદધિતારક સયમત્યાગતપોમૂર્તિ પૂજનીય આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના વિદ્વાન-વિનીત-શિષ્યરત્ન પૂ૦ પ૦ ભાનુવિજયજી ગણિવર્યનાં શિષ્યરત્નસ્વ૦ પૂ૦ પ૦ શ્રી પદ્મવિજયજી ગણિવર્ય શિષ્યાણુ મુનિ
**મિત્રાનન્દવિજય**



# વિષય-પરિચય

## ૧

સચરાચર વિશ્વમાં વિદ્યમાન વસ્તુમાત્રનું પૃથક્કરણ ત્રણ વિભાગમાં થઈ શકે,

(૧) પ્રથમ વિભાગમાં માત્ર જડ વસ્તુઓ, જેવી કે-સૂક્ષ્મ પરમાણુ, દ્વયણુક વગેરે △ઔદારિકાદિ પુદ્ગલવર્ગણાઓ, અચેતન કાષ્ઠ વગેરે તથા ધર્માસ્તિકાયાદિ આવે,

(૨) દ્વિતીય વિભાગમાં કેવળ ચૈતન્યમય અનન્તા સિદ્ધપરમાત્માઓ આવે, અને

(૩) તૃતીય વિભાગ કે જેમાં જડ (પુદ્ગલો) અને ચેતન (આત્મા) એ બંનેના દૂધ-પાણી જેવા યા લોહઅગ્નિ જેવા બન્ધથી (સંબંધથી) ઉત્પન્ન થયેલાં સચેતન પૃથ્વી, પાણી, અગ્નિ, પવન, વનસ્પતિ યાવત્ સ્વેચ્છયા ગમનાગમનાદિ ચેષ્ટા કરતા દૃષ્ટિગોચર થતા મનુષ્ય, પશુ, પક્ષી, કીડા આદિ આવે.

અનાદિ કાળથી જીવનું ભિન્ન-ભિન્ન અનિષ્ટ સ્થિતિઓમાં (અવસ્થાઓમાં) ગમન અને મનગમતી અવસ્થાઓમાં અસ્થૈર્ય (નહિ ટકવાપણું) એ રૂપ સંસારપરિભ્રમણ જડ-ચેતનના દૂધપાણી જેવા બંધથી ઉત્પન્ન થયેલા ત્રીજા વિભાગમાં લાગુ પડે છે. અને તેથી જ સંસાર પરિભ્રમણ અટકાવી શુદ્ધચૈતન્યસ્વરૂપ મોક્ષ મેળવવામાં કારણભૂત સર્વજ્ઞશાસ્ત્રનાં કહેલ તત્ત્વોનાં શ્રવણ-ચિન્તન-મનન અને વિધિ-નિષેધનાં અનુષ્ઠાન વગેરે આ ત્રીજા વિભાગને ઉદ્દેશીને છે.

**બન્ધના અનેક પ્રકાર:**

જડનો ચેતન સાથેનો તે બંધ=સંબંધ જડ-પુદ્ગલોની તેવી તેવી વિશેષતાઓને કારણે અનેક પ્રકારનો માન્યો છે. જેમકે—

(૧) ઔદારિકબન્ધ,
(૨) વૈક્રિયબન્ધ,
(૩) આહારકબન્ધ,
(૪) તૈજસબન્ધ અને
(૫) કાર્મણબન્ધ કે કર્મબન્ધ.

ઔદારિકબન્ધ એટલે જડ એવા પુદ્ગલસમૂહમાં રહેલા ચોક્કસપ્રકારના બીજા જડપુદ્ગલસ્કન્ધો કરતાં વિલક્ષણ ઔદારિકવર્ગણા નામના પુદ્ગલો સાથેનો આત્માનો સંબંધ. આ પુદ્ગલોમાંથી

△વિશ્વમાં રહેલા અચેતન દ્રવ્યોમાં રૂપ રસ ગંધ અને સ્પર્શવાળાં પ્રત્યેક દ્રવ્યોને પુદ્ગલ દ્રવ્યો કહેવાય છે આ પુદ્ગલદ્રવ્યો એક પરમાણુ, બે પરમાણુ, ત્રણ પરમાણું, ચાર પરમાણુ એમ ઉત્તરોત્તર એકેક પરમાણુ વધતા યાવત્ કેટલાક અસંખ્યાતપરમાણુઓના બનેલા અને કેટલાક અનન્તપરમાણુઓના બનેલા હોય છે આમાં પરમાણુઓ એટલે જેના બે વિભાગ પણ ન થઈ શકે તેવા અવિભાજ્ય પુદ્ગલદ્રવ્યો છે, જ્યારે બે ત્રણ વગેરે પરમાણુઓથી બનેલા દ્વયણુક ત્ર્યણુક વગેરે પુદ્ગલદ્રવ્યો વિભાજ્ય પુદ્ગલદ્રવ્યો છે આ પરમાણું સિવાયના દ્વયણુક ત્ર્યણુક વગેરે અનન્તાણુક સુધીના દરેક દ્રવ્યોને સ્કન્ધ કહેવાય છે આ સ્કન્ધોમાંથી અમુક ચોક્કસ સંખ્યાના પરમાણુઓ વાળા સ્કન્ધોને ઔદારિકવર્ગણા વગેરે વર્ગણાઓ કહેવાય છે, આ વર્ગણાઓ શાસ્ત્રોમાં ૨૬ પ્રકારની કહી છે તે ઉત્તરોત્તર અધિક અધિક પરમાણુઓવાળા

પૃથ્વી પાણી વગેરેનાં અને મનુષ્ય, પશુ, પક્ષી, કીડા વગેરેનાં નજરે ચઢતાં ભૌતિક શરીરો બને છે. ઔદારિકવર્ગણાનાં પુદ્ગલો કરતાં વિલક્ષણકોટીનાં પુદ્ગલસ્કન્ધોનો સમૂહ કે જેમાંથી દેવ નારકોનાં શરીરો વગેરે બને છે તે વૈક્રિયવર્ગણા પુદ્ગલો કહેવાય છે. વૈક્રિયવર્ગણાનાં પુદ્ગલોનો

સ્કન્ધોની હોય છે તેમાથી અહીં ઉપયોગી ઔદારિકથી કાર્મણવર્ગણા સુધીની વર્ગણાઓ, અને તેમાં, આવતા સ્કન્ધો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી કેટલા પરમાણુઓના બનેલા હોય છે તે નીચેના કોષ્ટકથી જાણી શકાશે

| ક્રમ | વર્ગણાનું નામ | જઘન્યથી કેટલા પરમાણું હોય | ઉત્કૃષ્ટથી કેટલા પરમાણુ હોય ? |
|---|---|---|---|
| ૧ | ઔદારિક અગ્રાહ્ય* વર્ગણા | ૧ પરમાણુ | અભવ્યથી અનતગુણ એવી સિદ્ધના અનંતમા ભાગ વાળી સખ્યા જેટલા |
| ૨ | ઔદારિક વર્ગણા ( ગ્રાહ્ય ) | ઉપરનીવર્ગણાનાઉત્કૃષ્ટ+૧પરમાણુ | સ્વજઘન્ય+સ્વજઘન્યનો અનન્તમો ભાગ |
| ૩ | વૈક્રિય અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, × અનન્ત卐. |
| ૪ | વૈક્રિય વર્ગણા ( ગ્રાહ્ય ) | ,, ,, + ,, | ,, ,, + સ્વજઘન્યનો અનન્તમો ભાગ |
| ૫ | આહારક અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, × અનન્ત |
| ૬ | આહારક વર્ગણા ( ગ્રાહ્ય ) | , ,, + ,, | , ,, + સ્વજઘન્યનો અનતમો ભાગ. |
| ૭ | તૈજસ અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, × અનન્ત |
| ૮ | તૈજસ વર્ગણા ( ગ્રાહ્ય ) | ,, ,, + ,, | ,, ,, + સ્વજઘન્યનો અનન્તમો ભાગ |
| ૯ | ભાષા અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, , × અનન્ત |
| ૧૦ | ભાષા વર્ગણા ( ગ્રાહ્ય ) | ,, ,, + ,, | ,, ,, + સ્વજઘન્યનો અનન્તમો ભાગ. |
| ૧૧ | ઉચ્છ્વાસ અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, × અનન્ત |
| ૧૨ | ઉચ્છ્વાસ વર્ગણા ( ગ્રાહ્ય ) | ,, ,, + ,, | ,, ,, + સ્વજઘન્યનો અનન્તમો ભાગ |
| ૧૩ | મન અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, × અનન્ત |
| ૧૪ | મન વર્ગણા ( ગ્રાહ્ય ) | ,, ,, + ,, | , ,, + સ્વજઘન્યનો અનન્તમો ભાગ |
| ૧૫ | કાર્મણ અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, × અનન્ત |
| ૧૬ | કાર્મણ વર્ગણા ( ગ્રાહ્ય ) | ,, ,, + ,, | ,, ,, + સ્વજઘન્યનો અનન્તમો ભાગ |

૧૭ મી વગેરે વર્ગણાના નામ આ પ્રમાણે છે -(૧૭)ધ્રુવાચિત્તવર્ગણા, (૧૮)અધ્રુવાચિત્તવર્ગણા, (૧૯) પ્રથમશૂન્યવર્ગણા, (૨૦) પ્રત્યેકશરીરવર્ગણા,(૨૧) દ્વિતીય શૂન્ય વર્ગણા, (૨૨) બાદરનિગોદ વર્ગણા,(૨૩) તૃતીય શૂન્યવર્ગણા, (૨૪)સૂક્ષ્મનિગોદવર્ગણા, (૨૫) ચતુર્થ શૂન્ય વર્ગણા, (૨૬) અચિત્તમહાસ્કન્ધ । આ વર્ગણાઓનુ સ્વરૂપ વિશેષથી કર્મપ્રકૃતિ વગેરે ગ્રન્થોથી જાણી લેવુ અહીં 'વિષય પરિચય' મા ઔદારિક વગેરે વર્ગણાને સમજવા આટલુ પર્યાપ્ત છે

* આ ૧૬ વર્ગણાઓમા બીજી, ચોથી, છટ્ઠી વગેરે વર્ગણાઓ કે જે વર્ગણાઓના સ્કન્ધોમાથી મનુષ્ય વગેરેના ઔદારિકશરીરો, દેવ વગેરેના વૈક્રિયશરીરો, પૂર્વધરમુનિઓના પ્રસગવશાત્ બનાવાતા આહારકશરીરો વગેરે બનતા હોઈ તે વર્ગણાઓ ઔદારિકાદિવર્ગણાઓ ( ઔદારિકાદિ ગ્રાહ્ય વર્ગણાઓ ) કહેવાય છે જ્યારે ઔદારિકાદિ તે તે વર્ગણાના પૂર્વ પૂર્વની પહેલી, ત્રીજી, પાચમી વગેરે વર્ગણાઓમા રહેલા સ્કન્ધોમાથી ઔદારિકાદિ શરીર નહિ બની શકતા હોવાથી તે પહેલી ત્રીજી વગેરે ઔદારિકઅગ્રાહ્ય, વૈક્રિયઅગ્રાહ્ય વગેરે નામવાલી વર્ગણાઓ કહેવાય છે

卐 અહીંયા ગુણક અભવ્યથી અનન્તગુણ એવો સિદ્ધનો અનન્તમા ભાગ જેવડો છે એ પ્રમાણે નીચે પણ જ્યા 'અનત' કહ્યુ છે ત્યા ગુણક તેટલો અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધોના અનન્તમા ભાગ જેવડો સમજવો ।

आत्मा साथे संबंध ते वैक्रियबन्ध कहेवाय छे. एज रीते आहारकवगेरे बन्धो तेवां तेवां आहारकवर्गणादि पुद्गलोनी विशेषताओने कारणे भिन्न भिन्न स्वरूपवाळा जाणवा, एमां कार्मणवर्गणाना पुद्गलोनो आत्मा साथे संबन्ध एने कार्मणबन्ध कहेवाय छे तेम कर्मबन्ध पण कहेवाय छे.

### अनेकविध बन्धमां कर्मबन्ध मुख्य :

औदारिकादि अनेकविध बन्धो कर्मबन्धने आभारी छे. केमके आत्माना मिथ्यात्व, अविरति, कषाय, योग अने सम्यक्त्वादि रूप शुभाशुभ भावोथी उत्पन्नथयेल कर्मबन्धनी विलक्षणताओ शेष औदारिकादि बन्धोना निर्माणमां हेतु छे. एटलुं ज मात्र नहि, अनन्तज्ञानदर्शनमय अनन्तसुखमय एवा आपणा प्यारा आत्मामां जडता, अल्पज्ञता, मोहमूढता वगेरे कर्मबन्धने कारणे छे. अने तेथी ज ज्ञानी महापुरुषोए औदारिकादिबन्धोने संसारनुं कारण न कहेतां कर्मबन्धने संसारनुं कारण कह्युं छे. आ कर्मबन्धने शास्त्रकारोए 'बन्ध' शब्दथी पण संबोध्यो छे.

### कर्मबन्धना ज्ञाननी आवश्यकता :

यद्यपि कर्मबन्धनां कारणो मिथ्यात्व, अज्ञान, असंयम, कषाय, दुर्ध्यान वगेरे छे, अने तेथी विपरीत एवां सम्यक्त्व, सम्यग्ज्ञान, संयम, शुभध्यान वगेरे कर्मबन्धनी अल्पता अने कर्मबन्धना सर्वथा उच्छेदनां कारणो छे तो पण कर्मबन्धनी प्रक्रियानुं ज्ञान कर्मबन्धरूप महारोगनी जडने अने भयंकरताने बतावना द्वारा कर्मबन्धना कारणोथी आत्माने दूरने दूर राखवा, तथा कर्मबन्धनां उच्छेदक सम्यक्त्व संयमादिमां आदर करावनारुं छे. एटलुं ज नहि, कर्मबन्धनी प्रक्रियाने जाणवा माटेनो प्रयास (प्रवृत्ति) ए द्रव्यानुयोगनुं चिन्तन छे. केजे द्रव्यानुयोगना चिन्तनमां तल्लीन थयेला अनेक संयमी आत्माओ शुक्लध्यान अने क्षपकश्रेणि मांडी अनादिपरंपरावाळा कर्मोना फुरचा उडाडी अनन्त अव्याबाध आत्मिक सुखसंपत्तिने प्राप्तकरनारा बन्या छे. आ रीते कर्मबन्धना स्वरूपनुं ज्ञान आत्महितसाधनानुं एक महान अंग होई मुमुक्षुजनोने अति आवश्यक छे.

### कर्मबन्धना ज्ञाननो प्राप्तिनुं साधन कर्मसाहित्य अने तेमां बन्धविधान :

पूर्वकाळना ज्ञानी महर्षिओए भावीप्रजाना हितने अनुलक्षीने ज्ञानना अखूट खजाना **दृष्टिवाद** महाशास्त्रमांथी उद्धरी **शतक, कर्मप्रकृति, कषायप्राभृत** वगेरे कर्मविषयक अनेक प्रकरणशास्त्रोनुं निर्माण कर्युं हतुं. जेमांनां **शतक कर्मप्रकृति** वगेरे अतिप्राचीन शास्त्रो तथा त्यारबाद रचायेला ते ते ग्रन्थोनां महत्त्वपूर्ण विवरणो अने ते ग्रन्थोने आधारे रचायेला **कर्मविपाकादि** कर्मग्रन्थो वगेरे कर्मविषयक साहित्य आपणा पुण्य योगे आजे पण मोजूद छे. आ बधा शास्त्रोमां कर्मबन्धना प्रतिपादक **बन्धनकरण** वगेरे शब्दसंक्षिप्त अने अर्थगंभीर ग्रन्थांशो आवेला छे के जे ग्रन्थांशोने अवलम्बीने 'बन्धविधान' ग्रन्थ उद्भव पाम्यो छे. आ बन्धविधानग्रन्थमां अनेक अधि-

कारोमां सत्पदादि विविध द्वारोने आश्रयी सामान्यथी अने विशेषथी एम बे रीते प्रकृतिबन्ध स्थिति-बन्ध वगेरे भेदपूर्वक कर्मबन्धनी विचारणा विस्तारथी करवामां आवी छे.

**'बन्धविधान' एवुं ग्रन्थनाम सार्थक छे :**

उक्त कर्मबन्धनी प्रक्रियाने बन्धप्रक्रिया, बन्धविधान, बन्धविधि, बन्धनकरण एम समानअर्थक भिन्न भिन्न शब्दोथी पण उल्लेखी शकाय छे. अने ए रीते आ महाग्रन्थनुं 'बन्धविधान' एवुं नाम सार्थक (अर्थानुसारी) छे. अथवा बन्धविधाननो अर्थ बन्धना भेदो एवो पण थई शके. अने आ ग्रन्थमां प्रकृतिबन्ध, स्थितिबन्ध, रसबन्ध, प्रदेशबन्ध एम बन्धना अनेक भेदोनुं प्ररूपण आवतुं होई आ बीजो अर्थ पण घटी शकवाथी प्रस्तुत ग्रन्थनुं 'बन्धविधान' एवुं नाम सार्थक कहेवामां कोई ज वांधो नथी.

**बन्धना मुख्य चार भेदो :**

उक्त कर्मबन्ध कहो, बन्धातां कर्म कहो के बन्ध कहो पण ते वखते आत्मा साथे जोडाई रहेलां कार्मणवर्गणानां पुद्गलोमां ते वखतनी आत्मानी कषायादिपरिणतिने अनुसारे अनेकविध विशेषताओ उत्पन्न थाय छे जेमांनी चार मुख्यविशेषताओने आश्रयीने एकज काळे थयेलो ते बन्ध ते ते विशेषताने मुख्य करीने ४ प्रकारनो कहेवाय छे. ते आ प्रमाणे

(१) प्रकृतिबन्ध, (२) स्थितिबन्ध, (३) रसबन्ध, (४) प्रदेशबन्ध.

**प्रकृतिबन्ध अने तेना भेद-प्रभेद :-**

प्रकृति एटले स्वभाव, ते स्वभावनुं उत्पन्न थवुं ते प्रकृतिबन्ध; जेम सूंठनो स्वभाव पित्त करवानो, गोळनो स्वभाव कफकरवानो, तेम अमुक चोकस समये योगने अनुसारे आत्मा साथे संबंधमां आवतां कार्मणवर्गणानां दलिकोमांथी (पुद्गलप्रदेशोमांथी) केटलांक दलिकोमां आत्माना ज्ञानगुणने आवरवानो स्वभाव उत्पन्न थाय छे. तो वळी ते सिवायनां बीजां केटलांक दलिकोमां आत्माना दर्शनगुणने आवरवानो स्वभाव उत्पन्न थाय छे, ते सिवायना बीजां कटलांक दलिकोमां सुख दुःख आपवानो स्वभाव उत्पन्न थाय छे. एम भिन्न भिन्न जे स्वभावो उत्पन्न थाय छे ते अनुसारे प्रकृतिबन्धना पण अनेक भेद पडे छे; जे मुख्यपणे आठ छे. ते आ प्रमाणे

(१) ज्ञानावरणीय प्रकृति,
(२) दर्शनावरणीय प्रकृति,
(३) वेदनीय प्रकृति,
(४) मोहनीय प्रकृति,
(५) आयु प्रकृति,
(६) नाम प्रकृति,
(७) गोत्र प्रकृति,
(८) अन्तराय प्रकृति.

आ ८ प्रकारनी प्रकृति-स्वभावमांथी ज्ञानावरणादि ते ते स्वभावने पामेलां एक एक जातनां

કર્મદળિયાંમાં મતિજ્ઞાન શ્રુતજ્ઞાન આદિ ભિન્ન ભિન્ન જ્ઞાનને, તેમ ચક્ષુદર્શન અચક્ષુદર્શન વગેરે ભિન્ન ભિન્ન દર્શન વગેરેને આવરવા વગેરેનો સ્વભાવ ઉત્પન્ન થયેલો હોય છે. તે સ્વભાવભેદ પ્રમાણે તે તે દલિકોને પુનઃ જુદા જુદા વિભાગમાં ગણવામાં આવે ત્યારે જ્ઞાનાવરણપ્રકૃતિના દલિકોના (૧) મતિજ્ઞાનાવરણ, (૨) શ્રુતજ્ઞાનાવરણ, (૩) અવધિજ્ઞાનાવરણ,(૪) મનઃપર્યવજ્ઞાનાવરણ અને (૫) કેવળજ્ઞાનાવરણ એમ પાંચ ભેદ પડે છે. એમ એક જ્ઞાનાવરણમૂલપ્રકૃતીના પાંચ ઉત્તરપ્રકૃતિ-ભેદ થયા. એજ રીતે દર્શનાવરણાદિ દરેક મૂળપ્રકૃતિના ક્રમશઃ ૯, ૨, ૨૬, ૪, ૬૭, ૨ અને ૫ ઉત્તરપ્રકૃતિભેદો થાય છે, જો કે અતિસૂક્ષ્મદૃષ્ટિએ એના વિભાગ કરતાં અસંખ્યાતા ભેદ થઈ શકે, પણ મુખ્યરૂપે કર્મપ્રકૃતિ, શતકચૂર્ણિ વગેરે શાસ્ત્રોમાં બંધથી પ્રાપ્ત થતા ઉત્તરપ્રકૃતિભેદો ઉપરોક્ત ૫, ૯, ૨ વગેરે બતાવ્યા છે. અને આ ગ્રન્થમાં પણ તેટલા ભેદો ઉપર વિચારણા કરવામાં આવી છે. આ ઉત્તરપ્રકૃતિભેદોનાં નામ 'કર્મવિપાક' ગ્રન્થ(કર્મગ્રન્થ ૧ લા) માંથી જાણી લેવાં.

પ્રશ્નઃ–ઉપરોક્ત જ્ઞાનાવરણાદિ પ્રકૃતિઓનો તે તે સ્વભાવ તે તે કર્મદળિયાં આત્માસાથે જોડાય તે જ વખતે ઉત્પન્ન થઈ જાય છે તેમ કહ્યું, તો શું તે તે જ્ઞાનાવરણાદિ પ્રકૃતિ બન્ધ-સમયથી પોતપોતાના સ્વભાવ પ્રમાણે જ્ઞાનાદિગુણને આવરવા વગેરે રૂપ ફળને આપનાર બને છે?

ઉત્તરઃ–ના, કેમકે જેમ સૂંઠનો સ્વભાવ પિત્ત કરવાનો હોવા છતાં અને તે ખાધા છતાં જ્યાં સુધી પરિણામ પામતી નથી(પચતી નથી)ત્યાં સુધી પિત્તકરવારૂપ ફળને ઉત્પન્ન કરતી નથી, અથવા ઝેરનો સ્વભાવ પ્રાણનાશકતાનો હોવા છતાં કોઠામાં ગયેલું એવું પણ તે જ્યાં સુધી પરિણામ પામ્યું નથી હોતું ત્યાં સુધી પોતાનો સ્વભાવ છતાં પ્રાણનાશ રૂપ ફળને આપતું નથી, પણ તેને પરિણામ પામવાને જેટલો સમય જરૂરી હોય તેટલો સમય પસાર થયે જ્યારે પરિપાક (પરિ-ણામ) પામે છે ત્યારે મૃત્યુરૂપ ફળને નિપજાવનારું બને છે, તેમ જ્ઞાનાવરણાદિસ્વભાવને પામેલાં તે તે કર્મદળિયાં જરૂરી કાળ (અબાધાકાલ) પસાર થયા પછી કે અન્યરીતે પરિપાક પામે છે (ઉદયમાં આવે છે) ત્યારે પોતાના સ્વભાવઅનુસારે ફળ આપનારાં બને છે.

**સ્થિતિબન્ધઃ–**

ઉપર કહી ગયા તે પ્રમાણે સમયે સમયે આત્મા સાથે સંબંધમાં આવતાં કાર્મણવર્ગણાનાં દલિકોમાં તે વખતે જેમ આત્માના જ્ઞાનાદિગુણોને આવરવાનો તથા સુખ દુઃખાદિ આપવા વગેરેનો સ્વભાવ ઉત્પન્ન થાય છે તેજ રીતે તેજ વખતે તે કર્મદલિકોમાં આત્મા ઉપર (આત્મા સાથે) તે સ્વભાવે કેટલો કાળ સુધી ટકશે તે પણ ચોક્કસ થાય છે, અર્થાત્ અમુકકાળસુધી આત્મા સાથે જોડાઈ રહેવાની યોગ્યતા પણ તેજ વખતે તે કર્મપુદ્ગલોમાં ઉત્પન્ન થાય છે. અને એ યોગ્યતાને અનુસારે (જો ઉદીરણાકરણાદિનો વ્યાઘાત ન આવે તો) તેટલો કાળ તે સ્વરૂપે આત્મા સાથે જોડાઈ રહે છે. અહીંયાં પ્રકૃતિબન્ધવખતે જ તે કર્મપુદ્ગલોમાં આત્મા સાથે અમુકકાળ સુધી જોડાઈ રહેવા માટેનું

જે નક્કી થયું તે જ સ્થિતિબંધ, અને તે કર્મદલિયાં આત્મા સાથે જોડાઈ રહેવા માટે જેટલો કાળ નક્કી થયો તે કાળનું પ્રમાણ તે સ્થિતિબંધનું પ્રમાણ કહેવાય છે.

દા૦ ત૦ અમુક સમયે આત્મા સાથે જોડાતાં કર્મદલિકોમાં જે કેટલાંક દલિકોમાં જ્ઞાનાવરણસ્વભાવ ઉત્પન્ન થયો તે દલિકોમાંથી અસંખ્યાતમા ભાગ જેટલાં અમુક દલિકોમાં એકહજાર વર્ષ સુધી આત્મા સાથે જોડાઈ રહેવાનું નક્કી થયું છે. તો તે દલિકોના હિસાબે એક હજારવર્ષનો સ્થિતિબંધ થયો ગણાય. તે સિવાયનાં બીજાં અસંખ્યાતમા ભાગ જેટલાં દલિકો કે જેમાં એક હજાર વર્ષને એક સમય સુધી આત્મા સાથે જોડાઈ રહેવાનું નક્કી થયું છે તે દલિકોના હિસાબે એકહજાર વર્ષ અને એક-સમયપ્રમાણ સ્થિતિબન્ધ ગણાય. એમ વળી બીજાં કેટલાંક દલિકો કે જેમાં એક હજાર વર્ષ અને બે સમય સુધી આત્મા સાથે જોડાઈ રહેવાનું નક્કી થયું છે. તે દલિકોના હિસાબે એક હજાર વર્ષ અને બે સમયપ્રમાણ સ્થિતિબન્ધ ગણાય. એજ રીતે જ્ઞાનાવરણાદિ એક એક પ્રકૃતિ તરીકે બનતાં દલિકોમાં જે સમય સમય હીનાધિક કાળ સુધી આત્મા સાથે જોડાઈ રહેવાનું નક્કી થાય છે, તે કાળ પ્રમાણે તે તે દલિકોનું સ્થિતિબન્ધપ્રમાણ ગણાય છે.

અહીં આટલું ધ્યાનમાં રાખવું જરૂરી છે કે તે તે સમયે જ્ઞાનાવરણાદિ એક એક પ્રકૃતિ-રૂપે બની રહેલાં અનંતાનંત કર્મદલિકોમાંથી અસંખ્યાતભાગ જેટલાં જેટલાં ભિન્ન ભિન્ન દલિકોમાં પરસ્પર સમય બેસમયાદિ વડે હીનાધિક કાળ સુધી આત્મા સાથે તે રૂપે રહેવાનું નક્કી થયાના હિસાબે સ્થિતિબન્ધપ્રમાણના અસંખ્યાતા ભેદ પડતા હોવા છતાં એક સમયે બંધાતા જ્ઞાનાવરણાદિ પ્રકૃતિના સ્થિતિબન્ધનું પ્રમાણ તો જે દલિકોમાં શેષ જ્ઞાનાવરણાદિ દલિકો કરતાં વધારે કાળ સુધી તે રૂપે રહેવાને નક્કી થયેલું હોય છે તે દલિકોના સ્થિતિકાળને અનુસારે જ ગણાય છે. નહિ કે શેષ સમય બેસમયાદિ હીનકાલ રહેવાને નક્કી થયેલાં દલિકોના હિસાબે. એજરીતે દર્શનાવરણાદિ એક એક પ્રકૃતિ-ના સ્થિતિબન્ધપ્રમાણ માટે પણ સમજવું. આ સ્થિતિબન્ધપ્રમાણની હીનાધિકતા તે વખતે પ્રવર્તમાન કષાયોદયના પરિણામની તીવ્રતામન્દતાને આધીન છે.

**રસબન્ધઃ—**

જ્ઞાન વગેરેને આવરવું અને સુખ—દુઃખને આપવું વગેરે તે તે સ્વભાવને પામેલાં તે તે કર્મ-દલિકો જ્ઞાન વગેરે સ્વઆવાર્યગુણને એક સરખી રીતે આવરવાને શક્તિમાન નથી હોતાં, તેમ વેદની-યાદિ પ્રકૃતિનાં દલિકો પણ એક સરખી રીતે સુખ-દુઃખાદિને ઉત્પન્ન કરવાને શક્તિમાન નથી હોતાં કિન્તુ ભિન્ન ભિન્ન દલિકસમૂહોમાં ઓછીવત્તી શક્તિ હોય છે. અને તેથી તે તે રૂપે ઉદય પામે ત્યારે તેનાથી ઉત્પન્ન થયેલા કાર્યમાં પણ ભેદ પડે છે. દા૦ ત૦ જ્ઞાનાવરણનો ઉદય દરેક જીવને હોવા છતાં એક જીવ અત્યન્ત જડ જેવો હોય છે, જ્યારે બીજો જીવ એનાથી ઓછો જડ હોય છે. ત્રીજાની જડતા વળી તે કરતાં પણ ઓછી હોઈ તેને બોધ શીઘ્ર અને ઊંડો થાય છે. આ ભેદ જ્ઞાનાવરણ-

કર્મની શક્તિભેદને કારણે છે. જ્ઞાનાદિના આવરણ રૂપે એક સ્વભાવને ધારણ કરતાં એવાં કર્મદલિકોમાં ભિન્ન ભિન્ન વિપાકને (ફળને) ઉત્પન્ન કરતી તે તે દલિકસમૂહમાં રહેલી શક્તિ તેજ રસ અથવા અનુભાગ કહેવાય છે. અને પૂર્વે કહી ગયા તેમ પ્રકૃતિબન્ધ વખતે જે તે તે દલિકોમાં આત્માના તે વખતના કષાયાદિપરિણામને અનુસારે તેવા રસનું નિર્માણ થવું તે રસબન્ધ કહેવાય છે. આ રસબન્ધના પણ સ્થિતિબન્ધપ્રમાણની જેમ અનેક ભેદ પડે છે. જેમાંના અતીન્દ્રિય એવા પણ એકઠાણીયા બેઠાણીયા વગેરે સ્થૂલભેદોને બાળજીવોને સમજાવવા શાસ્ત્રોમાં લીંબડા વગેરેના તથા શેરડી વગેરેના રસોનાં દૃષ્ટાન્તો દ્વારા સારો પ્રયત્ન પૂર્વના મહાપુરુષોએ કર્યો છે.

**પ્રદેશબન્ધઃ–**

પૂર્વે કહી ગયા તેવા સ્વરૂપવાળી વિશ્વના રંચે રંચમાં પથરાઈને પડેલી, ગમે તેટલા સમૂહમાં પણ દૃષ્ટિનો વિષય નહિ બનતી એવી સૂક્ષ્મ કાર્મણવર્ગણા નામની વર્ગણામાંથી જીવ પ્રત્યેક સમયે પોતાના મન-વચન-કાયાના યોગને અનુસારે અનન્તાનન્ત છતાં ઓછીવત્તી સંખ્યામાં પ્રદેશોને ગ્રહણ કરે છે (જીવ સાથે પ્રત્યેક સમયે ભિન્ન ભિન્ન સંખ્યામાં પુદ્ગલદ્રવ્યો જોડાય છે), તે ભિન્ન ભિન્ન સંખ્યામાં પ્રદેશોનું જીવ સાથે ક્ષીર-નીરની જેમ એકમેક થવું તે છે પ્રદેશબન્ધ.

ગ્રહણ થતાં પુદ્ગલોની સંખ્યાને અનુસારે પ્રદેશબંધના અનેક ભેદો પડે છે. અર્થાત્ મન-વચન-કાયાનો યોગ=પ્રવૃત્તિ મંદ હોય છે તો આત્મા સાથે જોડાતા તે કર્મપ્રદેશો ઓછી સંખ્યામાં હોય છે. અને યોગ વધારે પ્રમાણમાં હોય છે તો તે પ્રદેશોની સંખ્યા પણ વધારે હોય છે. તે પ્રત્યેક સમયે આત્મા સાથે જોડાતા અનન્તા દલિકો (પ્રદેશો) માંથી અમુક ચોક્કસ ભાગે પ્રાપ્ત થતાં દલિકોમાં જ જ્ઞાનાવરણસ્વભાવ ઉત્પન્ન થાય છે, તે જ રીતે દર્શનાવરણ વગેરે સ્વભાવ પણ તેટલાં તેટલાં ચોક્કસભાગે આવતાં દલિકોમાં જ ઉત્પન્ન થાય છે. ઇત્યાદિ ઘણી વિચારણાઓ પ્રદેશબન્ધના વિષયમા પણ છે.

પ્રકૃતિબન્ધ, સ્થિતિબન્ધ, રસબંધ અને પ્રદેશબન્ધના સ્વરૂપના સામૂહિક દૃષ્ટાંત તરીકે શાસ્ત્રોમાં મોદકનું દૃષ્ટાન્ત ગ્રહણ કરવામાં આવે છે. જેમ કે મોદકમાં સુંઠ-ગોળ વગેરે હોય તે પિત્ત-કફ વગેરે ચોક્કસ પ્રકારના ફળોને ઉત્પન્ન કરનાર હોઈ પ્રકૃતિબન્ધસ્થાનીય ગણાય. મોદકનું અમુકકાળ સુધી તે સ્વરૂપે રહેવું તે સ્થિતિબન્ધસ્થાનીય ગણાય. તેમાં રહેલી તીખાશ મીઠાશ વગેરેની તરતમતાને અનુસારે પિત્તાદિની મન્દતા તીવ્રતા આધાર રાખે છે તેથી તીખાશ મીઠાશ વગેરે રસબન્ધસ્થાનીય ગણાય. જ્યારે મોદક નાનો મોટો હોઈ તેમાં આવેલું ઓછું વત્તું દળ તે પ્રદેશબન્ધસ્થાનીય ગણાય.

**અનુયોગદ્વારો અને માર્ગણાઓઃ**

અતીન્દ્રિય પદાર્થોનું પણ ચિંતન મનન તથા સૂક્ષ્મ અવબોધ કરવા માટે શાસ્ત્રોમાં અનેક-

વિધ દ્વારો ( અનુયોગદ્વારો ) અને અનેકવિધ માર્ગણાઓ બતાવવામાં આવી છે કે જે દ્વારો અને માર્ગણાઓનો આશ્રય કરી તે તે પદાર્થોનું ચિન્તન વગેરે કરતાં અતીન્દ્રિય પદાર્થો પણ ઇન્દ્રિયગોચર પદાર્થોની જેમ માનસપટ ઉપર ભાસમાન થાય છે. આ બન્ધવિધાનગ્રન્થના પ્રકૃતિબન્ધ સ્થિતિબન્ધ વગેરે દરેક વિભાગમાં આવતા પ્રકૃતિબન્ધ સ્થિતિબન્ધ વગેરે ભિન્ન ભિન્ન બન્ધોને પણ સત્પદ, સ્વામિત્વ, સાદ્યાદિ, કાળ, અન્તર, સંનિકર્ષ, ભઙ્ગવિચય, ભાગ, પરિમાણ, ક્ષેત્ર, સ્પર્શના વગેરે તે તે અનુયોગદ્વારોને અવલંબી 'ગઇ ઇંદિયે ય કાયે' ઇત્યાદિ મૂલમાર્ગણાસ્થાનોમાં તથા નરકગતિઆદિ માર્ગણાઓના ભેદ-પ્રભેદરૂપ પ્રથમપૃથ્વીનરકભેદ વગેરે ઉત્તરમાર્ગણાઓમાં એમ ★ ૧૭૪ જેટલી માર્ગણાઓમાં તેમજ 'એગિંદિય-સુહુમિયરા' ઇત્યાદિ ૧૪ જીવભેદ વગેરે આશ્રયી યથાસંભવ વિચારણા કરવામાં આવી છે.

## પ્રસ્તુતગ્રન્થ 'મૂલપ્રકૃતિસ્થિતિબન્ધ' અને એના ૬ અધિકારો

કર્મબન્ધના પ્રકૃતિબન્ધ, સ્થિતિબન્ધ, રસબન્ધ અને પ્રદેશબન્ધ એમ ચાર ભેદ આગળ કહી ગયા, અને ત્યાં જ સાથે સાથે પ્રકૃતિના ૮ મૂળભેદ અને ૧૨૦ ઉત્તરભેદ પણ બતાવી ગયા. હવે તે તે પ્રકૃતિને આશ્રયી સ્થિતિબન્ધ રસબન્ધ, અને પ્રદેશબન્ધની વિચારણા થતી હોવાથી સ્થિતિબન્ધાદિની વિચારણા પણ મૂળ ઉત્તર ભેદથી થાય છે. તેમાં પ્રસ્તુત ગ્રંથમાં મૂલસ્થિતિબન્ધનો (મૂળપ્રકૃતિસ્થિતિબન્ધની) વિચારણા ૬ અધિકારોને આશ્રયી કરવામાં આવી છે, કે જે અધિકારોમાં અનુક્રમે ૪, ૧૫, ૧૩, ૩, ૧૩ અને ૩ દ્વારો છે.

**પ્રથમ અધિકાર અને એનાં ૪ દ્વારો :**

પૂર્વે સ્થિતિબન્ધનો અર્થ કહી ગયા અને સાથે સાથે એક એક સમયે થતા સ્થિતિબન્ધનું પ્રમાણ તે વખતે જ્ઞાનાવરણ વગેરે તે તે પ્રકૃતિ તરીકે બનતાં દલિકોમાં વધારેમાં વધારે સ્થિતિકાળવાળાં દલિકોને હિસાબે ગણાય છે તે પણ કહી ગયા. હવે તેમાં જે દલિકોને હિસાબે સ્થિતિબન્ધનું પ્રમાણ નક્કી થાય છે તે દલિકોનો સ્થિતિકાળ બે રીતે ગણી શકાય છે, એક તો—બન્ધસમયથી માંડીને અને બીજો તે વખતે જ્ઞાનાવરણાદિ તે તે પ્રકૃતિ તરીકે થયેલાં દલિકોમાંથી કોઈ પણ દલિકો ઉદીરણાકરણઆદિની સહાય વગર સ્વાભાવિક રીતે ઉદયમાં ન આવી શકે તેવો કાળ (અબાધાકાલ) બાદ કરીને. આ બેમાં પહેલી રીતે ગણાતા કાળને 'કર્મરૂપતાઅવસ્થાનલક્ષણ સ્થિતિકાળ' કહેવાય છે, જ્યારે બીજી રીતે ગણાતા કાળને 'અનુભવયોગ્ય સ્થિતિકાળ' કહેવાય છે. અને તે હિસાબે સ્થિતિબન્ધપ્રમાણ કે જે સૌથી વધારે સ્થિતિવાળાં દલિકને આધીન છે તે પણ બે પ્રકારનું કહેવાય છે.

**દા૦ ત૦** અમુકસમયે આત્મા સાથે જોડાતાં અસત્કલ્પનાએ ૧ કરોડ કર્મદલિકોમાંથી ૧ લાખ જેટલાં કર્મદલિકોમાં જ્ઞાનને આવરવાનો સ્વભાવ ઉત્પન્ન થાય છે. તે વખતે તે લાખ જેટલાં દલિકો-

★ જુઓ પૃષ્ઠ ૧૭ ઉપરનો યન્ત્ર.

मांथी १०००जेटलां दलिकोमां बीजां दलिको करतां ओछो काळ- ४ समय सुधी ते रूपे रहेवानुं नक्की थयुं छे ज्यारे बीजां केटलांक केटलांक दलिकोमां ५ समय, ६ समय, ७ समय, ८ समय, एम एक एक समय वधारतां केटलांक दलिकोमां सौथी वधारे ३०० समय सुधी रहेवानुं नक्की थयुं छे. हवे जोईये तो ते वखते ज्ञानावरणतरीके बनतां दलिकोमांथी जेमां सौथी वधारे काळ सुधी ते रूपे रहेवानुं नक्की थयुं छे, अर्थात् जे दलिकोना हिसाबे ते वखते बंधाती ज्ञानावरणीय प्रकृतिनुं स्थितिबंधप्रमाण गणाय छे ते दलिकोनो स्थितिकाळ बंधसमयथी ३०० समयनो छे. एटले ते समये बंधातां दलिको स्वभावथी (अपवर्तनादि करण न लागे तो) ३०० समय सुधी ज्ञानावरणरूपे मळी शकतां होवाथी ते ३०० समय स्थितिबन्धप्रमाण कर्मरूपतावस्थानलक्षणस्थितिकाळने हिसाबे थयुं. आ ३०० समय स्थितिबन्धप्रमाणने कर्मरूपतावस्थानलक्षण स्थितिबन्धनुं प्रमाण कहेवाय. हवे उपर कह्युं ते ज समये बन्धायेलां ते ज दलिकोनो, ते दलिको स्वाभाविकरीते उदयमां आवीने अनुभव करावी शके तेवो काळ विचारीओ तो ते बंधसमयथी जे चोथो समय त्यारथी मांडीने बंधसमयथी जे ३०० मो समय त्यां सुधीनो मळे छे, केमके ओछामां ओछी स्थितिवाळां दलिको पण ४ समयनी स्थितिवाळां कह्यां छे. अने तेथी बन्धसमयथी * ३ समय पसार न थाय त्यां सुधी(ते समये बंधायेल ज्ञानावरणदलिकोमांनुं)कोईपण दलिक स्वाभाविकरीते उदयमां आवी शके नहि, अर्थात् बन्धसमयथी चोथो समय ते अनुभवनो प्रथम समय, अने बन्धसमयथी ३००मो समय, ते अनुभवनो छेल्लो समय; एम अनुभवयोग्यस्थितिनी अपेक्षाए स्थितिबन्धनुं प्रमाण कर्मरूपतास्थितिबन्धप्रमाण करतां (त्रण समय) ओछु थाय. आ रीते अनुभवयोग्यस्थितिबन्धप्रमाण अने कर्मरूपतावस्थानलक्षणस्थितिबन्धप्रमाण वच्चे तफावत छे. प्रस्तुत ग्रन्थमां मुख्यरूपे कर्मरूपतावस्थानलक्षणस्थितिबन्धप्रमाणने आश्रयी सर्व प्ररूपणा करवामां आवी छे.

उपरोक्तस्थितिबन्धप्रमाण कोई वखते ओछामां ओछुं अन्तर्मुहूर्तादि होय छे. ज्यारे कोई वखते तेनाथी कईक वधारे, यावत् कोई वखते सौथी वधारे ३० कोटीकोटी सागरोपमादि होय छे पण तेथी वधारे नहि ज. ते मूळ प्रकृतिने आश्रयी आ प्रमाणे छेः

| स्थितिबन्धप्रमाण | प्रकृति→ | ज्ञानावरण | दर्शनावरण | वेदनीय | मोहनीय | नाम | गोत्र | अन्तराय | आयुष |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | जघन्यथी | अन्तर्मुहूर्त | अन्तर्मुहूर्त | १२ मुहूर्त | अन्तर्मुहू० | ८ मुहूर्त | ८ मुहूर्त | अन्तर्मुहू० | अन्तर्मुहू० |
| | उत्कृष्टथी | ३०कोटीकोटी सागरोपम | ३०कोटीकोटी सागरो० | ३०कोटाकोटी सागरो० | ७०कोटाकोटी सागरो० | २०कोटाकोटी सागरो० | २० कोटाकोटी सागरो० | ३० कोटाकोटी सागरो० | ३३ सागरोपम० △ |

*आ त्रण समय काळने अबाधाकाळ कहेवाय छे, केमके तेटलो काळ ते चोक्स वखते बन्धायेला कोई दलिकनी स्थिति पूर्ण नहि थती होवाथी तेनो उदय पण न होई ते निमित्तक कोई बाधा पण जीवने नथी

△ अहींयां कर्मरूपतावस्थानलक्षण स्थितिबन्धप्रमाण कहेवानु छे. ते प्रमाण अबाधा सहित होवाथी कोटीपूर्वना त्रीजा भागवडे अधिक ३३ सागरोपम जाणवु

आ रीते अन्तर्मुहूर्तादिथी मांडीने यावत् वधारेमां वधारे ३० कोटीकोटी सागरोपम वगेरे भिन्न भिन्न स्थितिओ बन्धाई शकती होई ते एक एक स्थितिदीठ एक एक स्थितिबन्धस्थान गणाय. आवां स्थितिबन्धस्थानो एकेन्द्रियादि जीवभेदे जघन्योत्कृष्टस्थितिबन्धप्रमाणनी तरतमताने कारणे ओछांवत्तां होय छे. ते एकेन्द्रियादि १४ जीवभेदोमां प्राप्त थतां स्थितिबन्धस्थानोना ओछावत्तापणानुं, तथा ते ते एकेन्द्रियादि जीवोने बन्धप्रायोग्य स्थितिबन्धस्थानोना कारणभूत अध्यवसायोनुं तथा स्थितिबन्धस्थानोनुं अने अध्यवसायस्थानोनुं प्रमाण जेने आधीन छे तेवा तेओना जघन्य-उत्कृष्टस्थितिबन्धप्रमाणनुं ज्यां अल्पबहुत्व बतावबामां आव्युं छे. ते **स्थितिबन्धस्थान** (प्ररूपणा) **नामनुं पहेला अधिकारनुं पहेलुं द्वार छे.**

उपर कह्या प्रमाणे बंध समये ज्ञानावरणादि एक एक प्रकृतिरूपे बधातां दलिकोमांथी केटलांक दलिको अन्तर्मुहूर्तादि जघन्यस्थितिकाळवाळां होय छे अने केटलांक दलिको वधारेमां वधारे ३० कोटीकोटी सागरोपमादि स्थितिकाळवाळां होय छे. ज्यारे बाकीनां दलिकोमांथी केटलाक केटलांक दलिको वचली प्रत्येकस्थितिवाळां होय छे. अहींयां ते ते स्थितिकाळवाळां दलिको परस्पर सरखां नथी होतां पण कईक नियमानुसार हीनाधिक (वत्तां ओछां) होय छे. आ नियत हीनाधिकतानी प्ररूपणा बे रीते करवामां आवे छे. एक तो पासे पासेनां निरन्तर बे स्थाननी अपेक्षाए अने बीजी पल्योपमना असंख्यभागने अंतरे अंतरे रहेलां बे बे स्थानोनी अपेक्षाए; तेमां पहेला प्रकारने अनन्तरोपनिधा अने बीजा प्रकारने परंपरोपनिधा कहेवाय छे. अहीं तेटलां तेटलां ओछां वत्तां दलिकोमां तेटला तेटला स्थितिकाळनी व्यवस्था थवी तेने निषेक कहेवाय छे. पहेला अधिकारना बीजा **निषेकद्वारमां उक्त बंने रीते दलिकनिषेकनुं प्रतिपादन करवामां आव्युं छे.**

आगळ कही गया ते प्रमाणे बंधसमये ज्ञानावरणादि ते ते प्रकृतिरूपे थतां एक एक प्रकारनां दलिकोमांथी केटलांक दलिकोनो जे ओछामां ओछो स्थितिकाळ होय छे ते काळ पसार न थाय त्यां सुधी मात्र तेटला स्थितिकाळवाळां कोई दलिको न होवाथी कोई ज दलिक स्वाभाविकरीते उदयमां न आवी शके, अर्थात् तेटलो काळ ते दलिकोना ज्ञानावरणादि स्वभाव निमित्तक जीवने कोई बाधा पण न थती होवाथी तेटलो काळ ते ते प्रकृतिना हिसाबे अबाधाकाळ कहेवाय छे. आ काळ जघन्यथी अन्तर्मुहूर्त अने उत्कृष्टथी हजारो वर्ष, एटले के-ज्ञानावरणादिनो जेटला कोटाकोटी सागरोपमप्रमाण स्थितिबन्ध थाय तेटला सो वर्ष प्रमाण होय छे. दा० त० ज्ञानावरणनो उत्कृष्टस्थितिबन्ध ३० कोटीकोटीसागरोपमप्रमाण थतो होवाथी तेनो अबाधाकाळ ३००० वर्ष प्रमाण होय छे, अर्थात् ते उत्कृष्टस्थितिबन्ध वखते ओछामां ओछा स्थितिकाळवाळां दलिकोना स्थितिकाळनुं प्रमाण ३००० वर्ष+१ समय होय छे. आ अबाधाकाळ पण स्थितिबन्धप्रमाणनी हीना-

ધિકતાને અનુસારે ઓછોવત્તો-કોઈ વખત સમયન્યૂનઉત્કૃષ્ટ, તો કોઈ વખત બેસમયન્યૂનઉત્કૃષ્ટ, એમ, યાવત્ કોઈ વખત સમયાધિક જઘન્ય પણ હોય છે

અબાધાકાળ સ્થિતિબન્ધપ્રમાણના આધારે વધઘટ થતો હોવા છતાં તે અનિયમિત રીતે વધઘટ નથી થતો પણ કઈંક નિયમસર વધઘટને પામે છે. અર્થાત્ જ્યારે ઉત્કૃષ્ટસ્થિતિ બંધાતી હોય ત્યારે જેટલો અબાધાકાળ હોય તેટલોજ અબાધાકાળ સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ બંધાતી હોય ત્યારે પણ હોય છે. તે જ રીતે બેસમયન્યૂનઉત્કૃષ્ટ સ્થિતિબંધ વખતે પણ તેટલોજ અબાધાકાળ હોય છે, એમ સ્થિતિબંધ ઓછો ઓછો થતો યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો ઘટે (પલ્યોપમના એક અસંખ્યાતમા ભાગ વડે ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિબંધ જેટલો થાય ) ત્યાં સુધી અબાધાકાળ તેટલો જ (ઉત્કૃષ્ટ જ) હોય છે; એક સમય પણ ન્યૂન નહિ. પણ જ્યારે સ્થિતિબન્ધ તેથી પણ વધારે ઘટે છે ત્યારે અબાધાકાળ એક સમય ઘટે છે. તે પણ જ્યાં સુધી બીજો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ જેટલો સ્થિતિબન્ધ ઘટે ત્યાં સુધી તેટલો જ ( એકસમયન્યૂનઉત્કૃષ્ટ જ ) રહે છે. એમ આગળ ઘટતાં પલ્યોપમના બે અસંખ્યાતભાગ વડે ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિબંધ થતો હોય ત્યારે અબાધાકાળ-માંથી બીજો એક સમય ઘટે છે. અર્થાત્ અબાધાકાળ બેસમયન્યૂન ઉત્કૃષ્ટ હોય છે. એમ ઉત્કૃષ્ટસ્થિતિ-બન્ધપ્રમાણમાંથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા જેટલા નિરન્તર સ્થિતિબન્ધપ્રમાણના ઘટાડે ઘટાડે એક એક સમય અબાધા ઘટે છે. તે પણ આયુષ સિવાયના સાત કર્મમાં જ. ઇત્યાદિ પ્રરૂપણા **ત્રીજા અબાધાકણ્ડક દ્વારમાં આવી છે.**

પહેલા અધિકારના પહેલા ત્રણ દ્વારોમાં સ્થિતિબન્ધસ્થાન, અબાધાસ્થાન વગેરે એક એક વિષયને લઈ તેનું સ્વરૂપ, ૧૪ જીવભેદોમાં તેનું અલ્પબહુત્વ વગેરે પ્રાસઙ્ગિક ઉપયોગી વિષય સાથે વિવેચ્યા પછી **પહેલા અધિકારના છેલ્લા અલ્પબહુત્વદ્વારમાં**–એક એક જીવભેદમાં સ્થિતિબન્ધસ્થાન, અબાધાસ્થાન અબાધાકણ્ડક, જઘન્ય ઉત્કૃષ્ટ અબાધા, જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ વગેરે પહેલા ત્રણ દ્વારમાં બતાવેલા પદાર્થોનાં પરસ્પર=પરસ્થાન અલ્પબહુત્વો બતાવવામાં આવ્યાં છે.

આ સ્થળે ટીકાગ્રન્થમાં વિશેષમાં એક એક જીવભેદમાં આઠે કર્મના સ્થિતિબન્ધસ્થાન, અબાધા-સ્થાન વગેરે પદોનું સામૂહિક અલ્પબહુત્વ તથા ચૌદે જીવભેદ અને આઠે કર્મથી ઉત્પન્નથતાં સ્થિતિબન્ધ-સ્થાનાદિનાં ૩૦૦ કરતાંયે વધારે પદોનું એક મોટું અલ્પબહુત્વ બતાવાયું છે. જો કે આ અલ્પ-બહુત્વો માત્ર મિથ્યાત્વગુણસ્થાનકે રહેલા જીવોને આશ્રયી બતાવાયાં છે છતાં તેમાં બતાવાયેલ પ્રાસંગિક ઘટનાઓથી અન્યગુણસ્થાનકે રહેલા જીવોનીઅ પેક્ષાએ પણ અલ્પબહુત્વોને કાઢવાનું માર્ગ-દર્શન તેમાંથી મળી શકે તેમ છે.

## બીજો અધિકાર અને એનાં ૧૫ દ્વારો

બીજા અધિકારમાં ઉપરોક્તસ્વરૂપવાળા(કર્મરૂપતાવસ્થાનલક્ષણ) સ્થિતિબન્ધનું પ્રમાણ ઓઘથી= સામાન્યથી (જીવસામાન્યની અપેક્ષાએ) અને આદેશથી=વિશેષથી અમુક ચોક્કસ જીવોની (નરકગતિ-

ओघ,प्रथमनरक वगेरे,तेम तिर्यंचओघ वगेरे ते ते मार्गणाओवर्ती जीवोनी)अपेक्षाए जघन्य=ओछामां ओछुं अने उत्कृष्ट=वधारेमां वधारे केटलुं ते,तथा ते जघन्य के उत्कृष्ट स्थितिबन्धना स्वामी=बन्धक, ते जघन्य अने उत्कृष्ट तथा तेना प्रतिपक्षी अजघन्य अने अनुत्कृष्ट एम चार प्रकारमांथी एक एक प्रकारनो स्थितिबन्ध [1]सादि छे, [2]अनादि छे, [3]सान्त छे के [4]अनन्त छे ते रूप साद्यादिनी, तथा काळ, अन्तर अने संनिकर्षनी एक जीवाश्रयी स्थितिबन्धप्रमाणादि ते ते द्वारोथी तथा उत्कृष्टादि स्थितिबन्धना नानाजीवाश्रय भंगविचय वगेरेनी भंगविचयादि ते ते द्वारोथी विचारणा करवामां आवी छे. ते द्वारोना नाम आ प्रमाणे छेः-

(१) स्थितिबन्धप्रमाण, (२) स्वामित्व, (३) साद्यादि, (४) काळ, (५) अन्तर, (६) संनिकर्ष, (७) भङ्गविचय, (८) भाग, (९) परिमाण, (१०) क्षेत्र, (११) स्पर्शना (१२) काळ, (१३) अन्तर, (१४) भाव अने (१५) अल्पबहुत्व.

**स्थितिबंधप्रमाण द्वारमां** उपर कही गया तेम कर्मरूपतावस्थानलक्षण स्थितिबन्धने आश्रयी ओघथी अने △१७० मार्गणास्थानोमां गुणस्थानको,लेश्याओ, एकेन्द्रियादि जातिओ, पर्याप्त-अपर्याप्तत्वादि अवस्थाओ, उपशमश्रेणि, क्षपकश्रेणि वगेरेमां वर्तमान जीवोना समावेश असमावेशना आधारे प्राप्तथता उत्कृष्ट तथा जघन्य स्थितिबन्धनुं प्रमाण बतावी टीकाग्रन्थमां शास्त्रान्तरनी साक्षीओ अने युक्तिओ पूर्वक विवेचन करवामां आव्युं छे. अने द्वारने अन्ते मार्गणास्थानोनुं यन्त्र बतावी उत्कृष्टादि स्थितिबन्धप्रमाणनां पण यन्त्रो बताववामां आव्यां छे. आ रीते आगळ पण ते ते द्वारोने अन्ते द्वारमां आवेला पदार्थो यन्त्रोमां संकलित करवामां आव्या छे.

**बीजा स्वामित्व द्वारमां**-ओघथी अने आदेशथी पहेला स्थितिबन्धप्रमाणद्वारमां कहेला जघन्य उत्कृष्ट स्थितिबन्धने करनारा जीवो कया अने केवा होय एरूप स्वामिओनुं (बन्धकोनुं) प्रतिपादन करवामां आव्युं छे. दा० त० ओघथी साकारउपयोगमां रहेला निद्रा वगरना जे कोई पर्याप्तसंज्ञिपञ्चेन्द्रिय जीवो कषायोदयजन्य उत्कृष्टसंक्लेशमां के तेथी कईक मन्दसंक्लेशमां वर्तता होय ते आयुष सिवाय सात कर्मनी उत्कृष्टस्थितिना बन्धक छे.

**त्रीजा साद्यादि द्वारमां**-ओघथी अने आदेशथी १७० मार्गणास्थानोमां एक एक मूलप्रकृतिना उत्कृष्ट, * अनुत्कृष्ट, जघन्य अने □ अजघन्य एम चार प्रकारना स्थितिबन्धमांथी एक एक प्रकारनो स्थितिबंध एकजीवने आश्रयी सादि छे ? अनादि छे ? सान्त छे? के अनन्त छे,? ए विचारवामां आव्युं छे अने ते ते स्थितिबन्ध सादि अनादि वगेरे भांगे छे तो केवी रीते छे ? नथी तो केम नथी ? वगेरे बताववा साथे कुल भांगा बतावी अन्ते एनुं यंत्र आलेख्युं छे.

△कुल १७४ मार्गणाओ अधिकृत होवा छतां अकषाय, केवलज्ञान,केवलदर्शन अने यथाख्यातसंयम मार्गणामां स्थितिबन्ध ज न थतो होवाथी ते ४ मार्गणा सिवायनी १७० मार्गणाओ समजवी

* अनुत्कृष्ट एटले उत्कृष्ट सिवायनो स्थितिबन्ध □ अजघन्य एटले जघन्य सिवायनो स्थितिबंध .

**चोथा एकजीवाश्रय काळद्वारमां**—ओघथी अने आदेशथी ते ते मार्गणास्थानोमां रहेल कोई एक जीव ज्ञानावरणादि ते ते मूलकर्मनो उत्कृष्ट अनुत्कृष्ट वगेरेमांथी एक एक प्रकारनो स्थिति-बन्ध निरन्तरपणे ओछामां ओछो केटलो काळ सुधी करे, अने वधारेमां वधारे केटलो काळ सुधी करे ते रूप बन्धकाळनुं जघन्य उत्कृष्ट प्रमाण बतावीने ते काळ क्यांक जघन्यथी समयमात्र ज अथवा अन्तर्मुहूर्तमात्र ज होय के तेथी वधारे ज होय, जेमके-नरकगतिओघमार्गणामां ज्ञानावरणादि कर्मनो अजघन्यस्थितिबन्धनो जघन्यकाळ बेसमयन्यून दशहजारवर्ष होय, तो ते तेटलो शा माटे ? तेथी ओछो केम नहि ? इत्यादि विवेचनद्वारा स्पष्टकरी बताव्युं छे. एम उत्कृष्टकाळने पण हेतुओ द्वारा सिद्ध करवामां आव्यो छे.

आ द्वारमां १४७ मी गाथामां एकेन्द्रियओघ वगेरे केटलीक मार्गणाओमां ज्ञानावरणादि-ना अनुत्कृष्टस्थितिबन्धनो जघन्यकाळ एकसमय नहि बतावतां अन्तर्मुहूर्त बताव्यो छे, जे सिद्ध करतां टीकाग्रन्थमां भवना छेल्ला अन्तर्मुहूर्तमां उत्कृष्टस्थितिबन्धने करनारा जीवो. पोताने प्रायोग्य हलकामां हलकी गति जाति वगेरेमां जनारा होय छे इत्यादि विस्तृत विवेचन द्वारा समजाववामां आव्युं छे के जे विवेचनमां वर्णवायेला पदार्थो आगळना ग्रन्थने समजवामां बहु उपयोगी छे, ते उपरांत ग्रन्थ-लाघव माटे आगळ अने पाछळ( उत्तरस्थितिबन्ध रसबन्ध प्रदेशबन्ध)ना ग्रन्थमां ते ते मार्गणाओनी एकजीवाश्रय कायस्थितिनी भलामण करी होवाथी अहीं (१५०थी १८४ सुधीनी गाथाओ वडे ) १७० मार्गणाओनी एकजीवाश्रयी उत्कृष्ट अने जघन्य कायस्थिति केटलाक मतान्तर पूर्वक बतावी छे जे श्रीप्रज्ञापनाआगम वगेरे ग्रन्थान्तरनी साक्षीओ वगेरे वडे विवेचाई छे, एटलुं ज मात्र नहि पण कालद्वारनां यन्त्रो दर्शावतां पहेलां लगभग एकज पत्र उपर क्रमशः १७० मार्गणानी जघन्य अने उत्कृष्ट कायस्थितिनो गाथानंबर साथेनो यंत्र अने ते कायस्थितिमां केटलीक मार्गणाओमां भवस्थितिनी भलामण करी होवाथी जघन्य अने उत्कृष्ट भव-स्थितिनो यंत्र पण साथे साथे आप्यो छे.

**पांचमा एकजीवाश्रयी अन्तरद्वारमां** पूर्वनी जेम ओघथी अने आदेशथी १७० मार्गणास्थानोमां कोई एक जीव मूळप्रकृतिनो उत्कृष्टादि विवक्षित एकप्रकारनो स्थितिबन्ध न करे तो ओछामां ओछो केटलो काळ न करे, ए रूप जघन्य अन्तर, अने वधारेमां वधारे केटलो काळ न करे ते रूप उत्कृष्ट अन्तरनुं प्रमाण बताववामां आव्युं छे (आ काळनी आदिमां अने अन्तमां ते विवक्षित स्थितिबन्ध होय तो ज ते अन्तर तरीके गण्यो छे,) अने टीकामां ते अन्तरने सिद्ध करी घटनाओ करवामां आवी छे, एमां केटलीक मार्गणाओमां ज्यां ते ते अन्तरनुं प्रमाण देशोन-कायस्थिति बताव्युं छे त्यां 'देशोन' थी अन्तर्मुहूर्त, बे अन्तर्मुहूर्त वगरे केटलो काळ कायस्थिति-मांथी वर्जनीय छे एनी एकादमार्गणामां भावना करी बाकीनी मार्गणाओ माटे दिग्दर्शन कराव्युं छे.

ते ते जीवोने चालुभवनो त्रीजो, नवमो, सत्तावीसमो वगेरे भाग जेटलुं आयुष बाकी होय

त्यारे त्यारे अमुक चोक्कस समयथी ज प्राप्त थता आयुषबन्धमाटे योग्य काळे श्रीप्रज्ञापना आगममां कहेला आयुषबन्धना आकर्षोनी अपेक्षाए आयुषना उत्कृष्टादि स्थितिबन्धनुं अन्तर अधिकृत होवाथी मुख्यरूपे ते रीते घटना करी होवा छतां एकभवमां एक ज वखत आयुषबन्ध थवानां वचनोने हिसाबे आयुषना ते ते स्थितिबन्धनुं अन्तर केटलुं अने केवी रीते प्राप्त थाय तेनुं पण मार्गदर्शन कराव्युं छे.

**छट्ठा एकजीवाश्रयी संनिकर्ष द्वारमां** पूर्ववत् ओघ अने आदेशथी कोई एक जीव ज्ञानावरणीयादि ते ते मूळकर्मनो उत्कृष्ट स्थितिबंध करतो होय त्यारे ते जीवने बाकीनी सात प्रकृतिओमांथी केटली प्रकृतिओ बंधाय? अने ते प्रकृतिओनी उत्कृष्टस्थिति बंधाय के अनुत्कृष्ट स्थिति बधाय? जो अनुत्कृष्टस्थिति बन्धाय तो ते उत्कृष्टस्थिति करतां केटली ओछी बंधाय, शुं असंख्यातभागहीन बंधाय, संख्यातभागहीन बंधाय के पछी ते करतां पण वधारे संख्यातगुणहीन के असंख्यातगुणहीन बन्धाय? वगेरे वर्णववामां आव्युं छे. एवीज रीते एक प्रकृतिनी जघन्यस्थितिने बांधता जीवने ते सिवायनी प्रकृतिओ अने तेना स्थितिबंधनुं प्रमाण केटलुं केटलुं होय छे ते बताव्युं छे. अने ते सर्वे पदार्थोनुं विवेचन करी पूर्वनी जेम ते पदार्थो यन्त्रोमां गुंथी लेवाया छे.

**सातमा नानाजीवाश्रय भङ्गविचयद्वारमां** ज्ञानावरणादि ते ते मूळकर्मनी उत्कृष्टादि ते ते स्थितिना बंधकोनी अने (उत्कृष्टादि विवक्षित स्थितिनी प्रतिपक्षभूत जे अनुत्कृष्टादि-स्थिति तेना बन्धकरूप) अबन्धकोनी ते ते काळे थती प्राप्ति अप्राप्तिने अनुसारे उपलब्ध थता भांगा बताववामां आव्या छे. जेमके भङ्ग पहेलो—'एक बंधक'. भंग बीजो—'एक अबन्धक'. भंग त्रीजो—'सर्वे बन्धको'. भंग चोथो-'सर्वे अबन्धको'. भंग पांचमो—'एक बन्धक, एक अबन्धक'. भंग छट्ठो—'एक बन्धक, अनेक अबन्धको'. भंग सातमो-'अनेक बन्धको, एक अबन्धक'. भङ्ग आठमो-अनेक बन्धको, अनेक अबन्धको'. आ आठ भांगामांथी क्यां कोना केटला भंग प्राप्त थाय ते बताव्या छे अने टीकाग्रन्थमां ओघथी के विवक्षितमार्गणामां विवक्षित उत्कृष्टादि स्थितिना बन्धकजीवोनी संख्या अतिशय (असंख्यलोकप्रदेशप्रमाण के तेथी अधिक) होवाथी अने तेनी प्रतिपक्षभूतस्थितिना बन्धकोनी संख्या ते करतां पण वधारे होवाथी हंमेशां (कोई पण समये) ते विवक्षितस्थितिनो उपरोक्त आठ भङ्गमांथी मात्र आठमो भंग ज मळे छे पण बाकीना सात भंग मळता नथी. एज रीते क्यांक विवक्षित स्थितिना बन्धकोनी संख्या ओछी होवाथी मात्र त्रण भांगा, तो क्यांक मार्गणानी ज अध्रुवता (मार्गणामां जीवो क्यारेक बीलकुल न होवारूप मार्गणानी अनियमितता) वगेरे कारणे आठे आठ भांगा मळे छे इत्यादि नियमो बताववा साथे सिद्ध करी बताव्युं छे.

**आठमा नानाजीवाश्रय भागद्वारमां**—ओघथी अने ते ते मार्गणामां ते ते कर्मनी उत्कृष्टादि स्थितिना बन्धको त्यां रहेला सर्व स्थितिबन्धकोना केटलामा भागे छे? शुं संख्यातमे भागे छे के असंख्यातमे भागे छे के पछी अनंतमे भागे छे ते बताववामां आव्युं छे

**नवमा नानाजीवाश्रय परिमाणद्वारमां**-पूर्ववत् बन्ने रीते ते ते कर्मनी ते ते स्थिति-बन्धकोनुं परिमाण (संख्याता छे, असंख्याता छे के पछी अनंता छे ते रूप) बताव्युं अर्थात् ते ते बन्धकोनी वधारेमां वधारे संख्या केटली होई शके ते जणाववामां आव्युं छे. मूळग्रन्थमां के टीकाग्रन्थमां ते परिमाण संख्यात वगेरे त्रणभेदे ज बताव्युं होई तेने रूपे जाणवा माटे, तथा कोई कोई स्थळे ते परिमाण मार्गणागत सर्वजीवसंख्याने अधीन होवाथी, आगळ त्रीजा वगेरे अधिकारमां तो कोई कोई स्थळे ते परिमाणने मार्गणागत जीवसंख्याने मळा-होवाथी के मार्गणागत जीवसंख्या द्वारा साधवानुं कह्युं होवाथी मार्गणागत जीवपरिमाणनुं आवश्यक बने छे; अने तेथी परिशिष्ट त्रीजामां १७० मार्गणामां प्राप्त थता जीवोनुं परि-प्रदर्शित करतुं ११ गाथानुं द्रव्यप्रमाणप्रकरण मूकवामां आव्युं छे के जे आगळना ग्रन्थमां विशेषरूपे बन्धक परिमाणादि जाणवामां आधारभूत छे.

**दशमा नानाजीवाश्रय क्षेत्रद्वारमां** टीकाग्रन्थमां सर्वप्रथम समस्त बन्धविधान ग्रन्थमां द्वारमां कहेवातुं क्षेत्र अने स्पर्शनाद्वारमां कहेवाती स्पर्शना ए बन्ने वच्चे शुं तफावत छे ते जीव-सग्रन्थानुसारे वर्तमान अने अतीत एम बे प्रकारना काळभेदथी बताव्यो छे अर्थात् क्षेत्र समयवर्ती बन्धको संबंधी, अने स्पर्शना नाना-अनेक समयवर्ती बन्धको संबंधी अहीं अधि-छे तेम स्पष्ट करायुं छे अने त्यार बाद मूळग्रन्थमां कहेलुं ते ते स्थितिना बन्धकोनुं सर्वलोक, असंख्यभाग वगेरे क्षेत्र मार्गणागत सर्वजीवोनुं क्षेत्र बताववा पूर्वक सिद्ध करवामां आव्युं छे

**अगियारमा नानाजीवाश्रय स्पर्शना द्वारमां**-उपरोक्त स्वरूपवाळी स्पर्शनानुं पण ओघ आदेश बन्ने रीते पूर्ववत् ते ते स्थितिने आश्रयी बताव्युं छे अने तेने टीकाग्रन्थमां क वगेरेथी सिद्ध कर्युं छे अहींयां मूळग्रन्थमां कहेल ते ते बन्धकोनी १३ भाग १२ भाग रे स्पर्शनाना विषय तरीके घनीकृत लोकना १३ भागादि याने तेटला घन राजलोक न लेतां त्रस-डी अन्तर्गत क्षेत्रना ज १३ भागादि लेवा एज युक्तियुक्त छे ते पण सिद्ध करवामां आव्युं छे.

**बारमा नानाजीवाश्रय कालद्वारमां**-पूर्ववत् ओघ आदेश बन्ने रीते ते ते स्थितिना बन्धको निरन्तरपणे जघन्यथी अने उत्कृष्टथी केटलो काळ मळे ते रूप बे प्रकारनो काळ बताववामां आव्यो छे.

नानाजीवाश्रयकाळ एटले 'ओघमां के मार्गणाओमां जे काळना प्रत्येक समये नाना=अनेक (एक करतां वधारे) जीवो विवक्षितस्थितिना बन्धक तरीके मळता होय ते काळ', एवो अर्थ न करवो. पण 'ओघथी के मार्गणागत नाना=समस्त जीवोमांथी निरन्तरपणे एक या अनेक जीवो ते विवक्षित स्थितिना बन्धक तरीके जे काळे मळता होय ते काळ नानाजीवाश्रयकाळ कहेवाय,' एवो करवो आवश्यक छे अन्यथा दोष छे. एम टीकाग्रन्थमां आक्षेप-परिहार साथे सिद्ध करी मूलोक्त काळने सिद्ध करवामां आव्यो छे.

**तेरमा नानाजीवाश्रय अन्तरद्वारमां**–ओघ आदेश बंने प्रकारे विवक्षित मूळकर्मनी उत्कृष्टादि विवक्षितस्थितिना बन्धक तरीके नाना=सर्वे जीवो न होय, अर्थात् कोई पण जीवो न होय, तेवो काळ जघन्य उत्कृष्ट भेदथी बताव्यो छे.

**चौदमा भावद्वारमां**–ओघ-आदेश बंने प्रकारे आठे कर्मना उत्कृष्टादि चारे प्रकारना स्थितिबन्धने औदयिकभावे बताव्यो छे, त्यां ते पदार्थने सिद्ध करतां औदयिकादि भावोनुं स्वरूप के जे ग्रन्थान्तरोमां पूर्वना महापुरुषोए विस्तारथी बतावेलुं छे ते न बतावतां मात्र प्रस्तुत बन्ध औदयिक भावे ज केम ? ए यथामति शंका-समाधानपूर्वक बताववा प्रयत्न कर्यो छे.

**बीजा अधिकारना छेल्ला अल्पबहुत्व द्वारमां** ओघ आदेश बंने रीते ते ते मूळ-कर्म संबंधी उत्कृष्टादि ते ते स्थितिबन्ध प्रमाण अने स्थितिबन्धकप्रमाण एम मूल बे प्रकारने आश्रयी सात अल्पबहुत्व बताववामां आव्यां छे. ते आ प्रमाणे

अल्पबहुत्व

- स्थितिबन्धकप्रमाण
  - (१) उत्कृष्ट,अनुत्कृष्ट स्थितिना बन्धकरूप बे पदोनुं
  - (२) जघन्य,अजघन्य स्थितिना बन्धकरूप बे पदोनु
  - (३) उत्कृष्ट, जघन्य अने अजघन्यानुत्कृष्ट स्थितिना बन्धकरूप त्रण पदोनु
- स्थितिबन्धप्रमाण
  - स्वस्थाने
    - (४) उत्कृष्ट अने जघन्य स्थितिबन्धप्रमाण-रूप बे पदोनु
  - परस्थाने*
    - (५) उत्कृष्टस्थितिबन्धप्रमाण
    - (६) जघन्यस्थितिबन्धप्रमाण.
    - (७) जघन्य अने उत्कृष्ट स्थिति-बन्धप्रमाणने आश्रयी

## त्रीजो 'भूयस्कार' नामक अधिकार अने एनां द्वारो

स्थितिबन्धना जघन्य उत्कृष्ट वगेरे भेदोनी जेम भूयस्कार,अल्पतर, अवस्थित अने अवक्तव्य ए रीते पण चार भेद पडी शके छे, तेनां लक्षण पांचमा कर्मग्रन्थमां 'एगादहिगे भूओ' इत्यादि गाथा वडे बतायेल प्रकृतिबन्धना भूयस्कार अल्पतरादिना लक्षण जेवां छे. ते आ प्रमाणे

(१) ज्ञानावरणादि ते ते प्रकृतिना अन्तर्मुहूर्तादि (समयादिवडे हीनाधिक नहि तेवा) चोक्कस प्रमाणवाला स्थितिबन्धने करता जीवने ते बन्धना निरन्तर उत्तरसमये प्रवर्तता समयादिवडे अधिक स्थितिबन्ध प्रथमसमये **भूयस्कार स्थितिबन्ध** कहेवाय.

(२) भूयस्कारस्थितिबन्ध करता विपरीत एटले के पूर्वसमये थता कोई एक चोकसप्रमाण-वाला स्थितिबन्ध करतां निरन्तरउत्तरसमये थता ते करतां ओछा स्थितिप्रमाणवाला बन्धना पहेला समये **अल्पतर स्थितिबन्ध** कहेवाय.

(३) पूर्वसमये थयेला कोई एक नियत स्थितिप्रमाणवाला बन्धना निरन्तर उत्तरसमयमां थता तेटला ज स्थितिप्रमाणवाळा बन्धने **अवस्थित स्थितिबन्ध** कहेवाय, ज्यारे–

* परस्थाने एटले आठ मूल प्रकृतिनु भेगु

(૪) જ્ઞાનાવરણાદિ તે તે પ્રકૃતિનો સ્થિતિબન્ધ સર્વથા ન થતો હોય એવા જીવને તે સ્થિતિબન્ધ શરૂ થતાં પહેલા સમયે તે તે પ્રકૃતિનો **અવક્તવ્ય સ્થિતિબન્ધ** કહેવાય.

આ ચાર પ્રકારના સ્થિતિબન્ધમાં ભૂયસ્કારબન્ધના પ્રાથમ્યના હિસાબે ટૂંકામાં અધિકારનું નામ 'ભૂયસ્કાર' એવું છે. આ અધિકારમાં [1]સત્પદ, [2]સ્વામિત્વ, [3]કાલ, [4]અન્તર, [5]ભઙ્ગવિચય, [6]ભાગ, [7]પરિમાણ, [8] ક્ષેત્ર, [9]સ્પર્શના, [10]કાલ, [11]અન્તર, [12]ભાવ અને [13]અલ્પબહુત્વ એમ પૂર્વવત્ તેર દ્વારોથી ભૂયસ્કારાદિ સ્થિતિબન્ધોની સત્પદ, સ્વામિત્વઆદિ પ્રરૂપણા કરવામાં આવી છે.

**પહેલા સત્પદ દ્વારમાં**–પૂર્વવત્ ઓઘથી અને આદેશથી (૧૭૦) માર્ગણાસ્થાનોમાં કયા મૂલકર્મનાં ભૂયસ્કારાદિ કયાં સ્થિતિબન્ધપદો સત્ (સદ્ભૂત) છે. તે બતાવી તેને ટીકાગ્રન્થમાં સિદ્ધ કરવામાં આવ્યાં છે. જેમકે–ઓઘથી આયુષ સિવાય સાત મૂલકર્મનાં ભૂયસ્કારાદિ ચારે પ્રકારનાં સ્થિતિબન્ધપદો સત્ છે, જ્યારે આયુષ કર્મનાં અવક્તવ્ય અને અલ્પતર નામનાં બે જ સ્થિતિબન્ધપદો સત્ છે, બાકીનાં બે પદો અસત્ છે, કેમકે કોઈ પણ જીવને પોતાના જીવિત દરમિયાન આયુષ કર્મ ક્યારેક જ બન્ધાય છે, તથા સ્થિતિબન્ધનું પ્રમાણ કર્મરૂપતાઅવસ્થાનલક્ષણ સ્થિતિબન્ધના હિસાબે અધિકૃત હોવાથી આયુષકર્મની બંધાતી સ્થિતિના પ્રમાણમાં અબાધા અન્તર્ગત ગણેલી છે અને તેમ હોવાથી આયુષબન્ધકાલના બીજા ત્રીજા વગેરે સમયોમાં અનુભવયોગ્યસ્થિતિબન્ધનું પ્રમાણ પહેલા સમય જેટલું જ રહેવા છતાં ભોગવાતા આયુષની શેષસ્થિતિને અધીન એવી અબાધા સમયે સમયે ઘટે છે તેથી આયુષબન્ધ શરૂ થતાં બીજા સમયથી પૂર્વ પૂર્વ સમય કરતાં ઉત્તર ઉત્તર સમયોમાં કર્મરૂપતાઅવસ્થાનલક્ષણસ્થિતિબન્ધપ્રમાણ સમય સમય ઓછું પ્રાપ્ત થતું હોઈ પહેલો સમય છોડી દરેક સમયોમાં અલ્પતર સ્થિતિબન્ધો જ મળે છે, અને પહેલા સમયે અવક્તવ્ય સ્થિતિબન્ધ જ મળે છે, પણ આયુષ્યનાં ભૂયસ્કાર કે અવસ્થિત સ્થિતિબન્ધ એ બે પદો નહિ મળતાં હોવાથી અસત્ છે.

મનુષ્યગતિઓઘ વગેરે કેટલીક માર્ગણાઓ છોડીને નરકગતિઓઘ, તેના ઉત્તરભેદ, તિર્યંચગતિઓઘ, તેના ઉત્તરભેદ, દેવગતિઓઘ, તેના ઉત્તરભેદ એકેન્દ્રિયાદિ અને પૃથ્વીકાયાદિ ઓઘમાર્ગણાઓ તથા તેના ઉત્તરભેદો વગેરે વગેરે ઘણી માર્ગણાઓમાં સાત કર્મનો અવક્તવ્ય સ્થિતિબન્ધ પણ અસત્ છે(મળતો નથી). જો કે દેવગતિઓઘ વગેરે કેટલીક માર્ગણાઓમાં ઉપશાન્તમોહ વગેરે ગુણસ્થાનકે મરણ પામીને દેવપણે ઉત્પન્ન થતા જીવને પૂર્વસમયે જ્ઞાનાવરણાદિની સ્થિતિનો અબન્ધ અને તે પછીના દેવભવના પ્રથમ સમયે તે તે સ્થિતિનો બન્ધ મળતો હોઈ અવક્તવ્યબન્ધ સત્ કહી શકાય, પણ અહીંયાં તે તે માર્ગણાને અનુરૂપ દેવત્વાદિ (દેવપણું વગેરે) ચોક્કસ પર્યાયમાં વર્તતા જીવને પૂર્વોત્તરસમયે થતા અધિક-હીનાદિ સ્થિતિબન્ધને લઈને ભૂયસ્કારાદિ સ્થિતિબન્ધની અને તેવાજ ચોક્કસપર્યાયવર્તી જીવને પ્રાપ્ત થતા તે તે કર્મની સ્થિતિના અબન્ધ-બન્ધને લઈને

अवक्तव्यबन्धनी विवक्षा करवामां आवी होई देवगतिओघादि मार्गणाओमां ज्ञानावरणादिकर्मनो अवक्तव्यस्थितिबन्ध सत् नथी गण्यो. आ वातने सत्पदादि पहेलां त्रण द्वारोनी टीकामां अवसरे अवसरे स्पष्ट करवामां आवी छे अने त्रीजा एकजीवाश्रय कालद्वारमां ५७५ मी गाथानी टीकामां तो ते गाथामां कहेला अर्थनी घटना ज चालु विवक्षा करतां जुदा प्रकारनी विवक्षाथी करीने ते ते विवक्षाथी थता लाभालाभने दर्शाव्यो छे.

सत्पदद्वार पछी **स्वामित्वादि शेषद्वारोमां** त्रीजा अधिकारनी जेम पहेला द्वारमां बतावेला ज्ञानावरणादि ते ते कर्मना भूयस्कारादि ते ते स्थितिबन्धसत्पदोना स्वामीओ, ते पदोनो एकजीवाश्रय जघन्य उत्कृष्ट काळ, अन्तर, नानाजीवाश्रय भांगा, बन्धकभाग, बन्धकपरिमाण वगेरे बताव्युं छे. जेनुं टीकाग्रन्थमां पूर्वनी जेम समर्थन करवामां आव्युं छे. अने ते ते द्वारोने अन्ते द्वारोमां आवेला पदार्थोने टूंकमां संग्रहकरतां यन्त्रोनुं आलेखन करवामां आव्युं छे.

## चोथो 'पदनिक्षेप' नामनो अधिकार अने एनां ३ द्वारो

भूयस्कार अधिकार पछी चोथा 'पदनिक्षेप'अधिकारमां सत्पद, स्वामित्व अने अल्पबहुत्व नामनां त्रण द्वारो छे, जेमां [1]उत्कृष्टवृद्धि, [2]उत्कृष्ट हानि, [3]उत्कृष्ट अवस्थान, [4]जघन्य वृद्धि, [5]जघन्य हानि, [6]जघन्य अवस्थान रूप ६ प्रकारना स्थितिबन्धनो विचार करवामां आव्यो छे, आ ६ प्रकारना स्थितिबन्धो भूयस्कारादिस्थितिबन्धोना विशेषरूप ज छे. ते आ प्रमाणे

**(१) उत्कृष्ट वृद्धि पदः**—ज्ञानावरणादि ते ते कर्मनो चोक्कस प्रकारनो भूयस्कारस्थितिबन्ध के जे भूयस्कारस्थितिबन्ध शेष भूयस्कारस्थितिबन्ध करतां अधिकतम ( वधारेमां वधारे ) स्थितिबन्धना वधवाथी थतो होय ते उत्कृष्टवृद्धिपद कहेवाय.

**(२) उत्कृष्ट हानि पदः**—ज्ञानावरणादि ते ते कर्मनो चोक्कस प्रकारनो अल्पतरस्थितिबन्ध के जे अल्पतरस्थितिबन्ध शेष अल्पतरस्थितिबन्ध करतां अधिकतम स्थितिबन्धना घटवाथी थतो होय ते उत्कृष्टहानिपद कहेवाय.

**(३) उत्कृष्ट अवस्थान पदः**—अवस्थितस्थितिबन्धना पूर्वमां थयेला ते ते भूयस्कार के अल्पतर स्थितिबन्धोमां अधिकतमस्थितिबन्धतारतम्यथी थयेला भूयस्कार के अल्पतर स्थितिबन्धनी उत्तरमां थयेलो अवस्थितस्थितिबन्ध ते उत्कृष्ट अवस्थानपद कहेवाय, आ उत्कृष्टअवस्थान स्थितिबन्ध कोई मार्गणाओमां उत्कृष्टवृद्धिपदना अनन्तरसमयोमां होय छे. तो वळी कोई मार्गणाओमां उत्कृष्टहानिपदना अनन्तरसमयोमां होय छे, केमके तेवी मार्गणाओमां उत्कृष्टवृद्धि पछी अवस्थान ज नथी होतुं, अथवा उत्कृष्टवृद्धिपद करतां उत्कृष्टहानिपद वधारे स्थितिबन्धतारतम्यथी मळतुं होय छे. कोई कोई मार्गणाओमां तो उत्कृष्टवृद्धि के उत्कृष्टहानिना अनन्तर समयोमां उत्कृष्टअवस्थान न मळतां अन्य कोई भूयस्कार के अल्पतरना अनन्तरसमयोमां उत्कृष्टअवस्थान मळे छे.

**(४)जघन्य वृद्धि पद,(५)जघन्य हानि पद अने(६)जघन्य अवस्थान पदः**—उत्कृष्ट-

વૃદ્ધિ વગેરે ઉપર કહેલાં ત્રણ પદો કરતાં વિપરીત લક્ષણવાળાં એટલે કે સર્વસ્તોક-સમયમાત્ર સ્થિતિ-બન્ધના તારતમ્યથી પ્રાપ્તથતાં સ્થિતિબન્ધભૂયસ્કારાદિ તે જઘન્યવૃદ્ધિ આદિ ત્રણ પદ તરીકે છે.

**સત્પદ દ્વારમાં** ઓઘથી અને તે તે ( ૧૭૦ ) માર્ગણાઓમાં ઉપરોક્ત સ્વરૂપવાળાં ૬ પદોમાંથી કેટલાં અને કયાં પદો મળે છે તે બતાવાયું છે, જ્યારે પૂર્વવત્ **સ્વામિત્વ દ્વારમાં**–તે તે સત્પદોના સ્વામી=બન્ધકો કેવી અવસ્થામાં તે તે વૃદ્ધયાદિપદના બન્ધક બને છે તે દર્શાવાયું છે. ત્રીજા **અલ્પબહુત્વ દ્વારમાં**–ત્રણ ઉત્કૃષ્ટપદોનું એક અલ્પબહુત્વ બતાવ્યું છે કે જેમાં ઉત્કૃષ્ટપદો જે સ્થિતિબન્ધતારતમ્યથી ઉત્પન્ન થાયછે તે સ્થિતિબન્ધતારતમ્યોની પરસ્પરના હીનાધિકતા દર્શાવાઈ છે, અને તેજ રીતે જઘન્યપદોનું એક અલ્પબહુત્વ બતાવ્યું છે. ટીકાગ્રન્થમાં ઉક્ત ત્રણે દ્વારમાં કહેલા પદાર્થોને સ્પષ્ટ કરી અધિકારના અન્તે ત્રણે દ્વારના પદાર્થોનું સંગ્રાહક યન્ત્ર પણ આલેખ્યું છે.

## પાંચમો વૃદ્ધિ અધિકાર અને એનાં ૧૩ દ્વારો

પદનિક્ષેપ અધિકાર પછી પાંચમો વૃદ્ધિઅધિકાર આવે છે. વૃદ્ધિઅધિકારમાં મૂળઆઠકર્મના સ્થિતિબન્ધની વૃદ્ધિ, હાનિ, અવસ્થાન અને અવક્તવ્ય એમ ચાર વિષયો ઉપર સત્પદ,સ્વામિત્વ આદિ દ્વારોમાં પૂર્વની જેમ જીવસામાન્યને આશ્રયીને અને (૧૭૦) માર્ગણાસ્થાનવર્તિ જીવ વિશેષને આશ્રયીને વિચારણા કરવામાં આવી છે. એમ છતાં ભૂયસ્કારઅધિકારની જેમ અધિકારનું નામ વૃદ્ધિઅધિકાર એવું રાખ્યું છે.

જેમ પદનિક્ષેપ અધિકારમાં કહી ગયા તેમ જો કે અહીંયાં પણ વૃદ્ધિ ભૂયસ્કારસ્થિતિબન્ધ-વિશેષરૂપ જ છે તેમજ હાનિ અલ્પતરસ્થિતિબન્ધવિશેષરૂપ જ છે,છતાં પદનિક્ષેપઅધિકારમાં વૃદ્ધિ અને હાનિ ઉત્કૃષ્ટપદમાં અને જઘન્યપદમાં રહેલી જ, અર્થાત્ વધારેમાંવધારે સ્થિતિબન્ધતારતમ્યથી પ્રાપ્ત થતી અને ઓછામાં ઓછા સ્થિતિબન્ધતારતમ્યથી પ્રાપ્ત થતી લઈને તે ઉપર વિચારણા કરાઈ છે જ્યારે અહીંયાં વૃદ્ધિઅધિકારમાં વૃદ્ધિ ચાર પ્રકારની–(૧) અસંખ્યભાગસ્થિતિબન્ધવૃદ્ધિ,(૨) સંખ્યાત-ભાગસ્થિતિબન્ધવૃદ્ધિ, (૩) સંખ્યાતગુણસ્થિતિબન્ધવૃદ્ધિ, અને (૪) અસંખ્યાતગુણસ્થિતિબન્ધવૃદ્ધિ. તેવીજ રીતે હાનિ પણ ચાર પ્રકારની–(૫)અસંખ્યભાગસ્થિતિબન્ધહાનિ,(૬)સંખ્યાતભાગસ્થિતિબન્ધ-હાનિ,(૭)સંખ્યાતગુણસ્થિતિબન્ધહાનિ અને (૮) અસંખ્યાતગુણસ્થિતિબન્ધહાનિ એમ આઠ પ્રકારના સ્થિતિબન્ધવિશેષો પર વિચારણા કરાઈ છે.

જેમકે–જ્ઞાનાવરણાદિ તે તે મૂળકર્મની અસંખ્યાતભાગસ્થિતિબંધવૃદ્ધિ વગરે તે તે વૃદ્ધિમાંથી અને અસંખ્યાતભાગસ્થિતિબંધહાનિ વગેરે તે તે હાનિમાંથી જીવસામાન્યમાં અને નરકગતિઓઘ વગરે માર્ગણાઓમાં કઈ કઈ વૃદ્ધિઓ અને કઈ કઈ હાનિઓ સત્ છે (મલી શકે છે). તે તે વૃદ્ધિના અને હાનીના સ્વામી (બન્ધક) કોણ છે. તે તે વૃદ્ધિ કે હાનિનો એકજીવાશ્રય કાળ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી કેટલો છે. એજ રીતે એકજીવાશ્રય અંતર જઘન્યથી અને ઉત્કૃષ્ટથી કેટલું છે. ઓઘથી અને તે તે

मार्गणास्थानोमां कहेलां समस्त सत्पदोना एक-अनेक बन्धकोथी ते ते काळविशेषमां प्राप्त थता नानाजीवाश्रय भांगा केटला छे वगेरेनी विचारणा त्रीजा अधिकारनी जेम सत्पदादि ते ते द्वारोमां कराई छे.

अहींयां आठे मूळकर्मनो अवस्थानस्थितिबन्ध अने अवक्तव्यस्थितिबन्ध पण अधिकृत छे पण ते सर्वथा त्रीजा भूयस्कारअधिकारमां कहेवाई गयेला अवस्थानस्थितिबन्ध अने अवक्तव्य स्थितिबन्ध जेवो छे. अने तेथी ते संबंधी प्ररूपणा अने आयुःकर्मनो अल्पतर स्थितिबन्ध के जे भूयस्कारअधिकारमां कहेवाई गयो छे ते मात्र असंख्यभागहानिलक्षण एकज हानिरूप होवाथी ते विषयक प्ररूपणा भूयस्कारअधिकारमां कहेवाई गयेला अवस्थानस्थितिबन्ध वगेरे ते ते स्थितिबन्धने भळावी दईने ग्रन्थलाघव करवामां आव्युं छे. मात्र छेल्ला अल्पबहुत्वद्वारमां विशेषता होवाथी ए न भळावतां त्यां अल्पबहुत्वोने कहेवामां आव्या छे. टीकाग्रन्थमां ते ते पदार्थोने व्याप्तिओ वगेरे द्वारा सिद्ध कर्या छे अने अधिकारना अन्ते समग्रवृद्धिअधिकारमां आवेला पदार्थोनो संग्रह करतां यन्त्रो द्वारवार आलेख्यां छे.

## छट्ठो 'अध्यवसायसमुदाहार' अधिकार अने एनां ३ द्वारो

पांचमा अधिकार पछी छट्ठा अध्यवसायसमुदाहार नामना अधिकारमां पूर्वना पांच अधिकारमां बतावायेला कार्यरूप स्थितिबन्धना कारणभूत एवा कषायउदयथी उत्पन्न थता आत्माना अध्यवसायोने आश्रयीने [1]स्थितिसमुदाहार, [2]प्रकृतिसमुदाहार, अने [3]जीवसमुदाहार नामनां त्रण मूळद्वारो अने 'प्रगणना' 'अनुकृष्टि' वगेरे अवान्तरद्वारोथी निरूपण करवामां आव्युं छे. तेमां—

**स्थितिसमुदाहार नामना पहेला द्वारमां**-प्रगणना, अनुकृष्टि, अने तीव्रतामन्दता नामना त्रण अवान्तरद्वारो छे. तेमां प्रगणनाद्वारमां-ज्ञानावरणादि मूळकर्मनो एक एक स्थितिविशेष (स्थितिबन्धस्थान) केटला भिन्न भिन्न ★अध्यवसायोथी बन्धाई शके ते, तथा स्थितिबन्धना कारणभूत ते अध्यवसायो दरेक स्थितिविशेषे सरखा (समान संख्यामां) नथी होता पण अधिक अधिक स्थितिबन्धमां वधारे वधारे होय छे ते बताव्युं छे. अने ते अधिक अधिक स्थितिबन्ध माटे समर्थ एवा अध्यवसायोनी पूर्वे कही गया तेम अनन्तरोपनिधा अने परम्परोपनिधा एम बे रीते प्ररूपणा करी छे. त्यार बाद अध्यवसायोनी द्विगुणवृद्धिनां स्थानो, अने निरन्तर एवां बे द्विगुणवृद्धिस्थानो वच्चेना स्थितिबन्धस्थानोनुं अल्पबहुत्व बताव्युं छे के जेने टीकाग्रन्थमां युक्तिप्रयुक्ति अने असत्कल्पनाओपूर्वक अने पल्योपम-सागरोपमना भेदो, एनुं स्वरूप, एनो उपयोग विगेरे प्रासंगिक विषयो सहित सविस्तर बतावामां आव्युं छे.

अनुकृष्टिद्वारमां—जेम कोई चोक्कस स्थितिबन्धवखते संभवता **रसबन्धना अध्यवसायो-**

★ भिन्न भिन्न कषायना उदयथी आत्मामा उत्पन्न थता भिन्न भिन्न परिणामो

માંના કેટલાક અધ્યવસાયો અથવા તે બધાજ અધ્યવસાયો તે ચોક્કસ સ્થિતિબન્ધ કરતાં સમયાધિક સ્થિતિબન્ધ કરતી વખતે અથવા સમયહીન સ્થિતિબન્ધ કરતી વખતે પણ હોઈ શકે છે, અર્થાત્ એકસ્થિતિબન્ધવખતે સમ્ભવતા રસબન્ધના અધ્યવસાયો બીજા સ્થિતિબંધવખતે પણ હોઈ શકે તેરૂપ રસબન્ધઅધ્યવસાયની અનુકૃષ્ટિ (એક સ્થિતિબન્ધસ્થાનગત રસબન્ધઅધ્યવસાયોનું બીજા સ્થિતિબન્ધસ્થાનોમાં અનુકર્ષણ=ખેંચાવું એરૂપ) હોય છે તેમ સ્થિતિબન્ધના અધ્યવસાયોની અનુકૃષ્ટિ નથી હોતી, અર્થાત્ એક સ્થિતિબન્ધને યોગ્ય અધ્યવસાયોથી બીજી સ્થિતિ બન્ધાઈ શકતી જ નથી, એમ સ્થિતિબન્ધના અધ્યવસાયોની અનુકૃષ્ટિનો નિષેધ કરવામાં આવ્યો છે અને ટીકાગ્રન્થમાં તેને વધારે સ્પષ્ટ કરવા અસત્કલ્પનાઓનો અને અસત્કલ્પનાનુસારી યન્ત્રોનો આશ્રય લેવામાં આવ્યો છે.

ત્યાર બાદ તીવ્રતામન્દતાનામક ત્રીજા અવાન્તરદ્વારમાં—એક એક સ્થિતિબન્ધને અનુરૂપ ભિન્ન ભિન્ન અધ્યવસાયોમાં પરસ્પર, અને તે અધ્યવસાયોની તે સિવાયના બીજા સ્થિતિબન્ધને માટે યોગ્ય અધ્યવસાયોની સાથે ઉદિતકષાયોદયના રસની અપેક્ષાએ તીવ્રતામન્દતા કેવી અનન્તગુણ હોય છે તે વ્યક્ત કરાયું છે.

**બીજા મૂળદ્વાર પ્રકૃતિસમુદાહારમાં**—દરેક મૂળપ્રકૃતિને આશ્રયી સ્થિતિબન્ધના અધ્યવસાયો કેટલા હોય છે તે તથા મૂળપ્રકૃતિઓને આશ્રયી સ્થિતિબન્ધના અધ્યવસાયસ્થાનોનું અલ્પબહુત્વ પ્રદર્શિત કરાયું છે.

**ત્રીજા મૂળદ્વાર જીવસમુદાહારમાં**—જેનું પ્રરૂપણ મુખ્યપણે રસબન્ધગ્રન્થમાં કરવામાં આવે છે તેવા બે, ત્રણ અને ચાર ઠાણીઆ રસને બાંધતા ભિન્ન ભિન્ન અધ્યવસાયવાળા જીવોનું તે તે રસબન્ધક તરીકે વિભાજન કરીને તે તે વિભાગગત જીવોને બન્ધપ્રાયોગ્ય સ્થિતિઓ અને સ્થિતિબન્ધસ્થાનોનું પ્રમાણ બતાવતા પૂર્વક તે તે સ્થિતિબન્ધસ્થાનોને બાંધનાર જીવો અધિક અધિક સ્થિતિએ કયા ક્રમથી અને ક્યાં સુધી વધતી સંખ્યામાં અને ઘટતી સંખ્યામાં હોય છે અને તે જીવસમૂહને તે તે સ્થિતિબન્ધસ્થાન ઉપર સ્થાપતાં કેવી યવની જેમ ચડ-ઉતર આકારવાળી આકૃતિઓ બને છે, તથા એ યવાકૃતિઓના મધ્યભાગથી (સૌથી વધારે જીવો હોય તેવા પહોળા ભાગથી) બે બાજુએ ઉતરતા જતા ભાગો ઉપર આવેલાં સ્થિતિબન્ધસ્થાનોમાંથી કેટલાં કેટલાં અને કયાં કયાં સ્થિતિબન્ધસ્થાનો માત્ર સાકારઉપયોગમાં વર્તતા જીવોને જ બન્ધપ્રાયોગ્ય હોય છે, તે જ રીતે કેટલાં અને કયાં સ્થાનો સાકાર અને અનાકારમાંથી કોઈપણ ઉપયોગમાં વર્તતા જીવોને બન્ધપ્રાયોગ્ય હોય છે. એ બતાવવામાં આવ્યું છે. અને ત્યારબાદ શુભ અશુભ પ્રકૃતિઓના બે ત્રણ અને ચાર ઠાણીઆ રસના બન્ધકોને બન્ધપ્રાયોગ્યતરીકે છ ભાગમાં વહેંચાયેલાં સ્થિતિબન્ધસ્થાનો, વળી પાછાં તે સ્થિતિબન્ધસ્થાનો તે તે યવાકૃતિના ઉપર—નીચેના તે તે ભાગમાં રહેલાં હોવારૂપે બે બે ભાગમાં વહેંચાઈને

१२ भागमां थयेला स्थितिबन्धस्थानो, अने ते १२ भागमांथी कोई कोई भागमां केटलांक मात्र साकारोपयोगमां बन्धप्रायोग्य, तो वळी केटलांक बन्नेमांथी कोईपण उपयोगमां बन्धप्रायोग्य एम पुनः बे बे विभागमां वहेंचायेलां स्थितिबन्धस्थानो, आ रीते अनेक विभागमां वहेंचायेलां स्थितिबन्धस्थानो परस्पर केटला प्रमाणमां ओछा वत्तां छे अने ए स्थितिबन्धस्थानो शाता अशाता वेदनीयकर्मना जघन्य उत्कृष्ट वगेरे स्थितिबन्धप्रमाणना समयो करतां, तेमज अन्तःकोटी-कोटीसागरोपम तरीके बन्धाता वधारेमांवधारे(उत्कृष्ट)स्थितिबन्धना समयो करतां केटलां वत्तां ओछां छे वगेरेनुं प्रतिपादन करतुं एक मोटुं अल्पबहुत्व बतावबा द्वारा स्थितिबन्धमां कारणभूत क्रोधादिकषायथी आत्मामां उत्पन्न थता अध्यवसायो कया जीवोने केवा अने केटला प्रमाणमां होई शके ए वधु स्पष्ट कर्युं छे. त्यार बाद जीवसमुदाहारनो उपसंहार करतां अन्ते पूर्वे कही गया तेवा बे ठाणीआवगेरे ते ते रसना बन्धकजीवोनुं परस्पर अल्पबहुत्व आप्युं छे. आ पदार्थोने टीकाग्रन्थमां ग्रन्थान्तरनी साक्षीओ, असत्कल्पनाओ, स्थापनाचित्रो अने यन्त्रोना आलेखन तथा शंका समाधान अने सरल विवेचन वडे सुगम अने स्पष्ट करवामां आव्या छे अने ए रीते मूल-प्रकृति स्थितिबन्धग्रन्थ समाप्त करवामां आव्यो छे, ए जिज्ञासु वाचकवर्ग स्वयं जोई शकशे.

संस्कृत प्राकृत निबद्ध २०,००० श्लोकप्रमाण महाकायग्रन्थनो आ टूंको विषय-परिचय कोई महासमुद्रना रेखा-चित्र समो ज छे. समुद्रनी ऊंडाई पहोळाई वगेरे रेखाचित्रथी केटली समजावाय ? एना तळ भागोमां रहेलां रत्न-मौक्तिकवगेरेनी रंगीली प्रभा ए चित्रमां केटली पूराय ? छतां य संस्कृत प्राकृतना अनभिज्ञ जीवोने गुजरातीभाषा-निबद्ध आ 'विषय-परिचय' कर्म-बन्धविषयक यत्किञ्चिद् बोध साथे ग्रन्थनी महत्ताने हृदयस्थ कराववा द्वारा जैनशासनना कर्म-साहित्यउपर अने जैन शासन उपर अथाग श्रद्धा-बहुमान करावनारो बनशे, तेमज स्थितिबन्धविषयक सूक्ष्म अवबोधना अभिलाषी कर्मग्रन्थादिना अभ्यासीओने प्रस्तुत मूलप्रकृतिस्थितिबन्ध ग्रन्थना अध्ययन माटे अवश्य प्रेरशे.

१३, श्रीपालनगर, आश्रमरोड
वि० स० २०२२ पोष वद १३
ता १९-१-१९६६
अहमदावाद-१३.

सिद्धान्तमहोदधि आचार्यदेव श्रीमद् विजयप्रेमसूरीश्वर
अन्तेवासी पन्यासप्रवर भानुविजयगणिवर्य शिष्य
स्वर्गत पन्यास पद्मविजयगणिवर शिष्याणु
**मुनि जगच्चन्द्रविजय**



# गुरु स्तुतयः

卐

आज्ञातीतं कुमतमसकृत् खण्डखण्डं विधाय,
मूर्तेरर्चा समयवचसा येन सिद्धान्तिता हि ।
आत्मारामेति मधुरगिरा संस्तुतो यस्तु लोके,
स न्यायाम्भोनिधिरिति बुधैर्बोधितः पातु भव्यान् ॥१॥ (मन्दाक्रान्ता)

卐

सद्वीर्यमण्डित-सुधी-मुनिवृन्दसेव्य-
श्चारित्रवार्धि-शमकृद्-धृतनिस्पृहत्वः ।
सूरीन्द्र इन्द्रवदनः कमलाभिधानः,
श्रेयः सदैव वितनोतु स देहभाजाम् ॥१॥ (वसंततिलका)

卐

कर्मेन्धनौघदहने दहनाः प्रचण्डा,
धर्मद्रुमौघभरणे जलदा अमन्दाः ।
जैनेन्द्रशासननभोमणयो जयन्तु,
श्री वीरपूर्वविजयोत्तरपाठका हि ॥१॥ (वसंत०)

卐

मोक्षार्थिनामसुमतां समजायतोच्चैः,
सच्चूर्णि-भाष्य-विवृतिप्रमुखं प्रमथ्य ।
यद्दत्तसूत्तरसमूहनिबद्धमाला,
तत्त्वं बुभुत्सुकृतिनां वरपाठमाला ॥१॥ (वसंत०)
स श्रेयसेऽस्तु सकलश्रुतहार्दवेदी,
ज्योतिर्विदार्यजनपूजितपादपद्मः ।
सद्धर्मदानकुशलः कुशलौघकारी,
सूरीन्द्रदानविजयः सुदशां सदैव ॥२॥ (वसंत०)

卐

कर्मग्रन्थविदारणैकसुभटो भव्याब्जभानुप्रभः,
कर्मग्रन्थविचारणेऽतिचतुरः सिद्धान्तपारङ्गतः ।
सेव्यः सार्धशतद्वयाधिकमुनिव्रातेन वात्सल्यभूः,
त्रैलोक्ये जयतात् प्रशस्तचरणः स प्रेमसूरिप्रभुः ॥१॥ (शार्दूलवि०)

# અર્ઘ્યાંજલિ

જે મહાપુરુષે અનેક જન્મોથી સિદ્ધજ્ઞાનગર્ભિત વૈરાગ્યથી યૌવનના પ્રારમ્ભમાં જ સંસારના બંધનોને ફગાવી અપૂર્વગુરુભક્તિ, વિનય, બહુમાન આદિ દ્વારા રત્નત્રયીની ઉજ્જ્વલ આરાધના કરી આજે જૈનશાસનમાં અજોડ ગચ્છાધિપતિત્વ પ્રાપ્ત કર્યું છે,

જે શાસનજ્યોતિર્ધરની પરમપાવની નિશ્રાને તથા કરુણા-નિભૃતદૃષ્ટિને પામીને મારા જેવા અનેક આત્માનો સંયમની ઉત્તરોત્તર વિશુદ્ધિને પ્રાપ્ત કરવા સમર્થ બન્યા છે,

તે સૈંકડો મુમુક્ષુજનોના મુક્તિમાર્ગમાં ભોમીયા, વિષય-વ્યાધિથી પીડાતા જીવાત્માઓના ધન્વંતરી, ભવ-જંગલ વટાવી રહેલા ભવ્યોના સાર્થવાહ, અજ્ઞાન-અંધકારમાં અટવાતાઓના પ્રકાશ-દાતા, દર્શનમાત્રથી કુવૃત્તિઓના પ્રશામક, પરમનિસ્પૃહ, કરુણામૃત-હૃદય, વાત્સલ્યવારિધિ, સચ્ચારિત્રચૂડામણિ, સિદ્ધાન્તમહોદધિ, કર્મશાસ્ત્રનિષ્ણાત, પ્રાતઃસ્મરણીય, પરમારાધ્યપાદ, ગચ્છાધિપતિ, પ્રગુરુમહ, આચાર્યભગવંત શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વર મહારાજા ના પાવન કરકમલમાં તેઓશ્રીના જ પરમ પ્રભાવથી રચાયેલ આ ગ્રન્થરત્ન અર્પણ કરીને યત્કિંચિત્ કૃતજ્ઞતાનો આનંદ અનુભવું છું.

સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વર
અન્તેવાસી પન્યાસપ્રવર ભાનુવિજયગણિવર્ય શિષ્ય
સ્વર્ગત પંન્યાસ પદ્મવિજયગણિવર શિષ્યાણુ
**મુનિ જગચ્ચન્દ્રવિજય**

आ ग्रन्थसर्जनना प्रेरक, मार्गदर्शक अने संशोधक



सिद्धान्तमहोदधि सुविशालगच्छाधिपति संघकौशल्याधार कर्मशास्त्ररहस्यवेदी शासनशिरताज

**परमपूज्य आचार्यदेव श्रीमद् विजय प्रेमसूरीश्वरजी महाराजा**

# विषयानुक्रमः



## ❀ प्रथमोऽधिकारः ❀

( पृष्ठ १ तः ६४ )



### * स्थितिबन्धस्थानद्वारम् *



### * निषेकद्वारम् *



### * अबाधाकण्डकद्वारम् *



### * अल्पबहुत्वद्वारम् *

## ❀ द्वितीयोऽधिकारः ❀

(पृष्ठ ६५ त ४३२)

## ❀ तृतीयो भूयस्काराधिकारः ❀

( पृष्ठ ४३३ त ५१८ )

विषयः पृष्ठाङ्कः

## चतुर्थः पदनिक्षेपाधिकारः

( पृष्ठ ५१९ तः ५४२ )



## पञ्चमो वृद्ध्यधिकारः

( पृष्ठ ५४३ तः ६२४ )

| विषयः | पृष्ठाङ्कः |
| --- | --- |

**※ अन्तरद्वारम् ※**

(एकजीवमाश्रित्य)



**※ भङ्गविचयद्वारम् ※**



**※ भागद्वारम् ※**



**※ परिमाणद्वारम् ※**



**※ क्षेत्रद्वारम् ※**



**※ स्पर्शनाद्वारम् ※**



**※ कालद्वारम् ※**

(नानाजीवानाश्रित्य)



**※ अन्तरद्वारम् ※**

(नानाजीवानाश्रित्य)



**※ भावद्वारम् ※**



**※ अल्पबहुत्वद्वारम् ※**

## ❀ षष्ठोऽध्यवसायसमुदाहारः ❀

(पृष्ठ ६२५ त ६६३)



## ❀ टीकाकृत्प्रशस्तिः ❀

( पृष्ठ ६६५ तः ६७२ )

## ❊ परिशिष्टानि ❊





# यन्त्र-चित्राद्यनुक्रमः

[ बन्धविधानमूलप्रकृतिस्थितिबन्धप्रेमप्रभाटीकान्तर्गतयन्त्र-चित्रादीनामनुक्रमः ]

## ★ ग्रन्थपठनात्पूर्वमेव संशोध्या अशुद्धयः ★

| पृ० | पं० | अशुद्ध० | शुद्ध० | पृ० | पं० | अशुद्ध० | शुद्ध० |
|---|---|---|---|---|---|---|---|
| २ | ६ | ससर्जु० | प्रणिन्यु० | ४५ | १३ | पल्योपमसं० | पल्योपमाऽसं० |
| ११ | २६ | पल्योपमसं० | पल्योपमो-ऽसं० | " | १४ | पल्योपमाऽस० | पल्योपमस० |
| ३६ | ९ | विशेषाधिक० | संख्येयगुण० | ४७ | ७ | वर्गमिललक्षण० | वर्गमूलाऽसंख्य-भागलक्षण० |
| ३७ | ८ | सख्येयगुण० | सख्येयभाग० | | | | |
| ४० | १४ | ०स्तुल्यत्वे | ०स्तुल्यप्रायत्वे | | | | |
| ४१ | १० | असख्येयगुणानि | सख्येयगुणानि | ४७ | १६ | अबाहा। | जहण्णिया अबाहा। |

| पृ० | पं० | अशुद्ध० | शुद्ध० |
|---|---|---|---|
| ४८ | ३ | पुंव्वुत्तं। | पुव्वुत्तं। तओ एग-गुणहाणिट्ठाणंतरं असंखिज्जगुणं, कारण पुव्वुत्त |
| ५२ | १० | ०लक्षणा | ०सागरोपमलक्षणा० |
| ५४ | २४ | पर्याप्तसंज्ञि० | ०पर्याप्ताऽसंज्ञि० |
| ८३ | २५ | देवनरकप्रायोग्य० | देवनरप्रायोग्य० |
| ८५ | १८ | हीनकर्म० | हीनजघन्यकर्म० |
| ८६ | २४ | चयमज्ञिना गति० | चयसंज्ञिनामागति० |
| १०४ | ३ | तावान् दशवर्षसहस्राणि, | तावान् |
| १०५ | १५ | अनुदितनिद्रोदय | अनुदितनिद्र |
| १३४ | १९ | तथा संख्ये० | तयाऽसंख्ये० |
| १६८ | ३ | पणवय- | पणमण-वय- |
| १६६ | ५ | ०याद्यधिका, | ०याद्यधिका न लभ्यते तदीयोत्कृष्टकायस्थिति, |
| १७२ | २४ | ऽचक्खूण | चक्खूण |
| २१६ | १४ | समयोना० | समयाधिका० |
| २३५ | १ | सागरोपम० | १८ सागरोपम० |
| २४१ | २३ | यावत्सप्त- | यावदष्ट- |
| २४२ | २० | ऽनुत्कृष्ट० | ऽजघन्य० |
| २४१ | २४ | ०यन्तीति संख्ये० | ०यन्तीत्यसंख्येय० |
| २८१ | ४ | स्थानात्वासंख्येयभागरूपदे- | स्थानासंख्येयभागरूपत्वादे- |
| २९० | १९ | ०पुरुत्कृष्ट० | ०पुरनुत्कृष्ट० |
| २९१ | १२/१३ | (इदं पंक्तिद्वयमत्र नैव वक्तव्यम्) | |
| ३०३ | २९ | पञ्च-अजघन्या. | अजघन्यायां |
| ३१२ | १६ | सम्पद्यते | सम्पद्यत इति समस्ता नव रज्जवः स्पर्शना। |
| ३२२ | ८ | गेणानासुत्कृष्ट० | गेणानामनुत्कृष्ट० |
| ३३६ | ७ | ०मत्कोत्कृष्ट० | ०मत्कानुत्कृष्ट० |
| ३६१ | १२ | -पर्याप्त० | सर्वैकेन्द्रियभेद-पर्याप्त० |
| ,, | १३ | ०ओघा-ऽपर्याप्त० | ०ओघ पर्याप्त० |
| ३७१ | १ | कुतोऽजघन्य० | कुतो जघन्य० |
| ,, | २२ | द्विपष्टयु- | त्रिपष्टयु- |
| ३९१ | ४ | पञ्चमनो० | सर्वकायभेदाः, पञ्चमनो० |

| पृ० | पं० | अशुद्ध० | शुद्ध० |
|---|---|---|---|
| ३९२ | २३ | सप्त- | षष- |
| ३९३ | ,, | रूपजघन्य० | रूपोत्कृष्ट० |
| ४०० | १५ | आयुषो | मोहनीयस्य जघन्यस्थितिबन्ध स्तोकः, स चान्तर्मुहूर्तमान, ततस्तस्योत्कृष्टोऽसंख्येयगुणः, सप्ततिकोटाकोटीसागरोपमप्रमाणत्वात्। आयुषो |
| ४०१ | १४ | संख्येय० | असंख्येय० |
| ४०६ | ११ | ०मार्गणाद्वये | ०मार्गणासु |
| ४१२ | ४ | ०द्व्येकोननवति- | ०द्व्येकनवति- |
| ४१८ | २ | वैक्रियकाय० | वैक्रियमिश्रकाय० |
| ४५७ | १७ | ०वस्थायां प्रत्या० | ०वस्थायामप्रत्या० |
| ४६२ | २७ | ०योगादिचतुःपञ्चा | ०योगाद्येकपञ्चा- |
| ४६२ | २८ | ०द्विषोडशोत्तर० | ०द्व्येकोनविंशत्युत्तर० |
| ४६३ | ४ | ०कोनत्रिंशत्० | ०कोनचत्वारिंशत्० |
| ,, | ७ | षोडशाभ्य० | एकोनविंशत्यभ्य० |
| ४६५ | १२ | ०दर्शन | ०दर्शनावधिदर्शन- |
| ४७३ | १८ | ०ऽवस्थित० | ०ऽवक्तव्य० |
| ४७२ | २ | ०मनुष्य-काययोगौघ- | ०मनुष्य- |
| ४८९ | १० | ०सर्वा | ०त्रिविधस्थिति- |
| ४९६ | २६ | -दारिक० | -दारिकौदारिक० |
| ४९७ | १४ | ०त्येवमेक० | ०त्वेव द्वि० |
| ५०० | २८ | ०माण संख्येय | ०माणमसंख्येय |
| ५०३ | २६ | ऽवस्थिता० | ऽल्पतरा० |
| ५०४ | २१ | प्रतिषिद्ध, | प्रतिपादित, |
| ५०५ | ४ | ऽवस्थित० | ऽल्पतर० |
| ,, | ११ | ०स्तथाऽपर्याप्त० | ०स्तथा पर्याप्त० |
| ५०९ | ६ | निरयगति- | निरयदेवगति- |
| ५१० | यन्त्रे | २ मुहूर्ता | १२ मुहूर्ताः |
| ५१० | यन्त्रे | सर्वाद्धा | नास्ति |
| ५१६ | १८ | अवक्तव्यबन्धकाः संख्येयगुणा, तेभ्योऽल्पतरस्य | संख्येयगुणाः, तेभ्योऽवस्थितस्य |
| ५३१ | २४ | "पणिंदिया" | "एगिंदिया" |
| ५३६ | २३ | तिघाईणं | तिवघाईणं |
| ५३७ | १४ | ०सम्यक्त्वौघो० | ०सम्यक्त्वौघ-वेदको० |

| पृ० | पं० | अशुद्ध० | शुद्ध० |
|---|---|---|---|
| ५४१ यन्त्रे | ८ | तुल्य० | संख्यातगुण० |
| | ९ | संख्यातगुण० | तुल्य० |
| ,, | चतुरमा | ०प्रथम० | ०द्विचरम० |
| | | ०द्वितीय० | ०चरम० |
| ५४२ यन्त्रे | पञ्च | ०द्विचर० | ०प्रथम० |
| | | चरम, ०चरम० | ०द्वितीय० |
| ५४९ | ४ | ०लेश्या-ऽमन्य० | ०लेश्या-भव्य० |
| ५५० | १८ | ०मात्राधिक० | ०मात्रहीन० |
| ५५७ | २८ | पद्संयम० | पञ्चसंयम० |
| ५६२ | २१ | र्जघन्य काल | र्जघन्यमन्तरं |
| ,, | ,, | न्निकालवत् | न्यन्तरवत् |
| ,, | २६ | वृद्धिहान्योराह | गुणवृद्धिहानीनामाह- |
| ५६८ | २४ | तदेव यन्नाह- | तदेव भणित सप्तानामसंख्यगुणस्थितिबन्धवृद्धिहान्युत्कृष्टान्तरमादेशतः, अधुना संख्येयभाग-संख्येयगुणस्थितिबन्धवृद्धिहान्योस्तदर्शयन्नाह- |
| ५६९ | ९/१० | संख्येयगुण० | संख्येयभागगुण० |
| ५७१ | ४ | भागादि० | भाग० |
| ,, | ४ | नीनामु० | निपदद्वयस्यो० |
| ,, | ५ | द्विनवति० | एकनवति० |
| ५७५ | १५ | ०भेदेषु, अपर्याप्त० | ०भेदेषु, सवेदेवभेदेषु, सर्वपञ्चेन्द्रियतिर्यग्भेदेषु, अपर्याप्त० |
| ५७५ | २८ | द्वयो, | द्वयोर्मनुजगतिभेदयोर्द्वयोः, |
| ५८० | १७ | अपर्याप्त० | मनुष्यौघ, अपर्याप्त० |
| ५८० | २२ | संख्येयभागा-ऽ | संख्येयभाग- |
| ५८३ | २३ | ०योगेषु, | ०योगेषु, नपुंसकवेदकषायचतुष्कयोः, |
| ५८४ | २ | त्रिंशदुत्तर० | विंशत्युत्तर० |
| ५८५ | १२ | काययोग० | प्रत्येकवनस्पतिकायौघतदपर्याप्तयो, काययोग० |
| ५८६ | २ | वादरा- | बादर- |
| ५९६ | ७ | मेकजीवा० | मनेकजीवा० |
| ६१२ | २० | गतपदे० | गतवेद० |
| ६१६ | ५ | तेभ्यो संख्यये० | तेभ्योऽसंख्येय० |
| ६१९ | त्रिचरमा | ९० | ९१ |
| ६४१ | १८ | ०वृत्त सत्र० | ०वृत्तयो सतोर० |
| ६५६ | ८ | स्थिति० | मिश्रोपयोगे बन्धप्रायोग्याणि स्थिति० |
| ६७२ | ११ | याद्मू० | यावद्भू० |



